# નીલ પંખી

એક સ્વપ્નરંગી નાટક



[ મૉરિસ મૅટરલિંકના 'બ્લુ બર્ડ'નો ભાવાનુવાદ ]

ઉતારનાર

દિલીપ કોઠારી



: ચિત્રકાર :

સોમાલાલ શાહ

: પ્રકાશક :

શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર

ભાવનગર

ઑક્ટોબર '૩૪

૧૪૨૦૦

# બે શબ્દો

ભાઈ દિલીપ કોઠારીનું આ 'નીલ પંખી' ગુજરાતી આલમ પાસે રજુ કરતાં મને આનંદ થાય છે.

વૈજ્ઞાનિકો તો આજે એક અવાજે કહે છે કે માત્ર આપણી પૃથ્વી નહિ, માત્ર આપણું સૂર્યમંડળ નહિ, પરંતુ આખી સૃષ્ટિ કોઇ અજ્ઞાત પણ ચોક્કસ ધ્યેય તરફ નિયમિત રીતે ગતિ કરી રહ્યાં છે. આ પ્રમાણે જ માનવજીવનના શાસ્ત્રીઓ આપણને કહેતા આવ્યા છે કે માનવ પેદા થયો ત્યારથી જ આવા એક ચોક્કસ ધ્યેય તરફ જાણ્યે અજાણ્યે તેણે પગલાં માંડ્યા કર્યાં છે.–પછી આ ધ્યેયને ઇશ્વિર કહો, સુખ કહો, સત્ય કહો કે નિર્વાણ કહો.

આ 'નીલ પંખી' માનવમાત્રનું આવું ધ્યેય. આપણા ઉપનિષદ્-કારોએ પરબ્રહ્મનો 'હંસ' શબ્દથી બોધ કર્યો છે; ઇંગ્લાંડના રાજ-કવિ ટેનીસને 'The Holy Grail' માં આ ધ્યેયની પાછળનો માનવીનો પ્રયાસ ચીતર્યો છે; અને મૉરીસ મૅટરલિંકે પોતાની જાદુઇ કલમથી આ ધ્યેયને 'નીલ પંખી' રૂપે ઉતાર્યું છે.

આથી વધારે તો મૉરીસ મૅટરલિંક જ પોતે ભલે બોલે.

ભાઈ દિલીપ કોઠારીએ આ પુસ્તક પર પોતાની કલમ અજ-માવી ગુજરાતના સાહિત્યને એક નવી દિશા આપી છે. શ્રીદક્ષિણા-મૂર્તિનાં પ્રકાશનોમાં આ પુસ્તક એક ભાત પાડે છે; એ માટે ભાઇ દિલીપને ધન્યવાદ ઘટે છે.

# આ 'નીલ પંખી' વિષે

મૂળ લેખકનું નામ છે મૉરિસ મૅટરલિંક. એ વિશ્વવિખ્યાત બેલ્જિયન સાહિત્યકાર છે. એને ૧૯૧૧ માં એની અનેકદેશી સાહિત્યપ્રવૃત્તિ, અને ખાસ કરીને આદર્શભરી કલ્પના અને ઉચ્ચ ભાવનાઓ આલેખતાં એનાં અદ્ભુતરંગી નાટકો માટે નોબેલ ઇનામ મળ્યું હતું.

'બ્લુ બર્ડ'—મૂળ 'નીલ પંખી' ફ્રેન્ચ ભાષામાં લખાયેલું: આજથી લગભગ પચીશ વર્ષ પહેલાં. અંગ્રેજી ભાષામાં એ પહેલી વાર ૧૯૧૧ માં ઊતર્યું; અને જે નકલ ઉપરથી મેં આ ઉતાર્યું છે તે ૧૯૨૭ માં છપાયેલી બાવનમી આવૃત્તિની હતી. યૂરપની બીજી ભાષાઓમાં આ પુસ્તક ઊતર્યું છે અને અત્યંત લોકપ્રિય થયું છે. કવિ, વિવેચક, ગદ્યસ્વામી, નાટક-લેખક અને ગૂઢ ચિંતક તરીકે વિખ્યાત મૅટરલિંકની કીર્તિ ઉપર એણે કળશ ચડાવ્યો છે.

મૅટરલિંકે ઘણાં સુંદર નાટકો લખ્યાં છે પણ કેટલાય સમર્થ વિવેચકો માને છે કે એને નોબેલ ઇનામ અપાવનાર તો આ 'બ્લુ બર્ડ' જ. "એ નાટકમાં રહેલું કોમળ માધુર્ય, કલ્પનાના જાદુભર્યા રંગ, પ્રત્યેક દૃશ્યમાં આવતાં મોહક, પાર્થિવ અને દિવ્ય

પાત્રો, તથા સર્વ દેશ અને સર્વ કાળ માટે કલ્યાણકર એવો એમાંથી ગુંજી રહેતો જીવનસંદેશ આ નાટકને અમરતા અર્પે છે."

આ નાટકનું રૂપક સમજવું કાંઇ મુશ્કેલ નથી. 'નીલ પંખી' એ સુખ, સાચું સુખ છે અને નીલ પંખીની શોધ એ સુખની શોધ છે. માનવ સર્જાયો ત્યારથી સુખની શોધમાં પ્રવાસ કર્યા જ કરે છે એ ક્યાં કોઇથી અજાણ્યું છે? એ સુખ ક્યાં છે એ વિષેની લેખકની માન્યતા નાટકના અંતભાગમાં આપણને સ્પષ્ટ થાય છે. એકેએક પાત્ર અને પ્રસંગનું રૂપક ઘટાવવાનું મુશ્કેલ અથવા કદાચ અશક્ય કામ કરાય નહિ; કરવાની જરૂર પણ નથી.

આ 'બ્લુ બર્ડ' રંગભૂમિ ઉપર ઘણી વખત ભજવાયું પણ છે અને ચિત્રપટ તરીકે પણ ઉતર્યું છે. બંને રીતે એ અદ્‌ભુત સફળતા પામ્યું છે.

આ બધું તો મૂળ 'બ્લુ બર્ડ' વિષે. મેં એ જ્યારે અંગ્રેજીમાં પહેલી વખત વાંચ્યું ત્યારે બહુ ગમી ગયેલું. મારા કેટલાક નાના મોટા મિત્રોને પણ એ બહુ પસંદ પડેલું. એટલે મને આવડ્યું તેવી રીતે એને આપણી ભાષામાં મેં ઉતાર્યું છે. ઉતાર્યા પછી પણ વંચાવતાં એ રસભર્યું વાચન થઇ પડ્યું છે. એટલે એને છાપમાં મૂકવાની હિંમત કરું છું.

ભાવનગર

૨૨ : ૯ : '૩૪

દિલીપ કોઠારી

# અનુક્રમ

# નીલ પંખી

એક સ્વપ્નરંગી નાટક



# અંક પહેલો

## એક સાધારણ માણસનું ઘર

[ રંગભૂમિ ઉપર એક સાધારણ સ્થિતિના માણસના ઘરનો અંદરનો ભાગ નજરે પડે છે. બધે સાદાઈ દેખાય છે, પણ કંગાલિયત નથી. શિયાળો હોવાથી એક સગડીમાં છેલ્લા બળતા થોડા અંગારા છે. રસોઈનાં વાસણો, એક કબાટ, એક ટિફિન-બૉક્સ ( નાસ્તાપેટી ), સાકરનો ડબો, એક જૂનું ઘડિયાળ, રેડિયો, નળ વગેરે દેખાય છે. ટેબલ ઉપર એક સળગતો દીવો પડેલો છે. કબાટ પાસે બન્ને બાજુએ પૂંછડીમાં મ્હોં ઘાલી કૂતરો અને બિલાડી સૂતાં પડ્યાં છે. ભીંત ઉપર એક પાળેલ મેનાનું ગોળ પાંજરૂં લટકે છે. પાછળ બે બારીઓ પડે છે. એક બારી પાસે એક નાનકડું સ્ટૂલ પડ્યું છે. ડાબી બાજુએ મુખ્ય બારણું છે અને એને મોટી સાંકળ છે. જમણી બાજુએ એક નાનકડું બીજું બારણું છે. એ જ બાજુએ બે નાનાં બાળકોની પથારીઓ પડી છે. જ્યારે પડદો ઉપડે છે ત્યારે બચુ અને બાળી બેય જણાં પોતપોતાની પથારીમાં ઘસઘસાટ ઊંઘતાં હોય છે. બા અંદર આવે છે; આવીને ઊંઘતાં બાળકોને બરાબર જુએ છે, ઓઢાડે છે અને અંદર આવતા 'બાપુ' ને ધીમે આવવાનું સૂચવવા નાક ઉપર આંગળી મૂકી ઇશારો કરે છે. બેય જણાં થોડી વાર સુધી બાળકોને જોઈ રહે છે, અને પછી દીવો ઓલવી નાખીને ચાલ્યાં જાય છે. ક્ષણ માટે દૃશ્ય ઉપર અંધકાર રહે છે. પછી બારીનાં બારણાંમાંથી અજવાળું ચળાતું આવે છે અને ધીમે ધીમે વધતું જાય છે. ટેબલ ઉપરનો દીવો ફરીથી એની મેળે સળગે છે પણ એના પહેલાના પ્રકાશમાં અને અત્યારના પ્રકાશના રંગમાં ઘણો ફેર છે.

બન્ને બાળકો જાગી ઉઠે છે અને પથારીમાં બેઠાં થઈ જાય છે. ]

બચુ—બાબી !

બાબી—બચુ !

બચુ—તું ઊંઘે છે ?

બાબી—તું ?

બચુ—ના રે; જોતી નથી. આ હું તારી જોડે વાત કરૂં છું, પછી ઊંઘતો કેમ હોઉં ?

બાબી—પણ, હેં ! આજે બેસતું વરસ છે ?

બચુ—હજુ આવ્યું નથી; કાલે સવારે આવશે. પણ આ વખતે તો આપણા માટે કાંઇ ફટાકડા કે રમકડાં આવ-વાનાં નથી.

બાબી—એમ કેમ ?

બચુ—બા એમ કહેતી હતી કે આ વખતે ફટાકડા બજા-રમાં વેચાવા જ ઓછા આવ્યા છે; પણ આવતા વરસે ઘણા આવશે.

બાબી—આવતું વરસ ક્યારે આવશે ?

બચુ—ક્યારેય તે; પણ પૈસાદાર છોકરાંને ત્યાં તો આજે જ આવશે.

બાબી—સાચ્ચે ?

બચુ—પણ જો તો ! બા દીવો ઓલવવાનું જ ભૂલી ગઈ લાગે છે. મને એક સરસ વિચાર સૂઝી આવે છે.

બાબી—શું ?

બચુ—ચાલ આપણે ઉઠી જઇએ.

બાબી—પણ એમ ઉઠાય નહિ ને!

બચુ—અહીં આટલામાં કોઈ નથી........જો, પેલાં બારીનાં બારણાં તો જો!

બાબી—હા....આ. કેવાં ચકચકે છે!

બચુ—એ તો સામે રોશની દેખાય છે ને, એની બત્તીઓનું અજવાળું છે.

બાબી—રોશની? ક્યાં છે?

બચુ—સામેનાં પેલાં પૈસાદાર છોકરાંને ત્યાં. જો, એ દારૂખાનાની કોઠી ફોડે છે. બારી ઉઘાડીને જોશું?

બાબી—જોવાય?

બચુ—હા, હા. અહીં આપણને ના કોણ કહેવાનું હતું? સાંભળ, તને પેલું ચૂડીવાજું સંભળાય છે? ચાલ, ચાલ; ઉઠીએ.

[બેઉ બાળકો જાગી ઉઠે છે. એક બારી પાસે દોડી જાય છે, સ્ટૂલ ઉપર ચડે છે અને બારણાં ઉઘાડી નાખે છે. આખા ઓરડામાં અજવાળું અજવાળું થઇ જાય છે. બન્ને છોકરાં આંખો ફાડી જોઇ રહે છે.]

બચુ—આપણને બધું દેખાય છે, હોં!

બાબી—[એને સ્ટૂલ ઉપર જરાક જ જગ્યા મળી છે.] મને તો નથી....

બચુ—ઓ....હો! ભારે છે હો! પેલું....બપોરિયું સળગ્યું!

બાબી—જો, જો, પેલી છોકરીઓએ ફૂલઝરણી સળગાવી.

બચુ—મૂરખ છે તું. ફૂલઝરણી છે? એ તો તારામંડળ છે!

બાબી—પણ અંદર રાતાં પીળાં ફૂલ ઝરે છે ને....

બચુ—તું શું સમજે ?....પણ ખસ ! ધક્કા ન માર.

બાબી—તને તો ભાઈ, હું અડતીય નથીને ?

બચુ—[ આખું સ્ટૂલ રોકીને બેઠો છે. ] તું તો આખા સ્ટૂલ ઉપર બેસી ગઈ છે.

બાબી—પણ હું ક્યાં બેઠી છું ?

બચુ—ચૂપ, ચૂપ....જો પેલાં ઝુમ્મર ટાંગ્યાં છે; એમાં રાતા લીલા કેવા દીવાઓ છે ?

બાબી—ક્યું ઝુમ્મર ?

બચુ—અરે, આ સામે દેખાય તે.... પણ તું તો ભીંત સામે તાકે છે.

બાબી—ત્યારે ક્યાં તાકું ? મને સ્ટૂલ ઉપર બેસવા દે તો જોવાયને ?

બચુ—[ સ્ટૂલ ઉપર એને જરાક બેસવા દે છે. ] લે, લે. બેસ. કેમ, ચાલશેને ? લે, તું તો મારા કરતાંયે સરસ રીતે બેસી ગઈ....પણ જો ! કેટલા બધા દીવા ? અધધધધ !

બાબી—પેલા લોકો બેઠા બેઠા શું અવાજ કરે છે ?

બચુ—એ તો ગાનારા છે.

બાબી—તે આમ મોઢાં કેમ બગાડતા હશે ? ખીજાયા છે ?

બચુ—ના, ના. પણ એમને આકરૂં પડેને !

બાબી—જો, જો, પેલાએ લવિંગિયાં સળગાવ્યાં.

બચુ—એમ બોલ બોલ ન કર ! મૂંગી મૂંગી જો.

બાબી—પણે પેલા કબાટમાં શું દેખાય છે ?

બચુ—અરે, એ તો રમકડાં છે. પિસ્તોલો, ને ઘોડા, ને....

બાબી—ને ઢીંગલી, ને....પણ કહે તો, એમાં ઢીંગલી છે ?

બચુ—ઢીંગલી ? ઢીંગલીમાં શું બળ્યું છે ? મૂરખ !

બાબી—પણે, પેલા મોટા થાળોમાં શું પડયું છે ?

બચુ—પેંડા, ને દહીંથરાં, ને પૂરી, ને....

બાબી—હું નાનકડી હતીને, ત્યારે એક વાર મેં એ બધું ચાખેલું.

બચુ—મેંય ખાધેલું તે ! રોટલી કરતાં મને એ બહુ ભાવે છે; પણ રોટલી જેટલું કોઇ પીરસે જ નહિને !

બાબી—અરે, ત્યાં તો ખૂબખૂબ ભર્યું છે. થાળના થાળ ભર્યા છે ! શું લોકો બધાં એ ખાશે ?

બચુ—જરૂર; નહિ તો એને શું કરે ?

બાબી—તો પછી એને બધાં એકદમ ખાઇ કેમ જતાં નથી ?

બચુ—એમને ભૂખ નહિ લાગી હોય.

બાબી—[ આશ્ચર્યચકિત થઇને ] નહિ લાગી હોય ? કેમ નહિ લાગી હોય ?

બચુ—એમને તો ફાવે ત્યારે ખાવા મળે છેને !

બાબી—[ ન માનતી હોય તેમ ] રોજ રોજ ?

બચુ—હા, હા.

બાબી—બધું એ લોકો જ ખાઇ જાશે? કે કોઇને કાંઇ આપશે?

બચુ—કોઇને કોને?

બાબી—આપણને.

બચુ—પણ, આપણને એ ક્યાં ઓળખે છે?

બાબી—આપણે એમને કહીએ તો....?

બચુ—એમ કહેવાય નહિ.

બાબી—કેમ ન કહેવાય?

બચુ—એ સારૂં ન લાગે.

બાબી—[તાળી પાડી ઉઠીને] ઓ....હો! જો તો એમનાં કપડાં?

બચુ—[આનંદમાં આવી જઇ] અને બધાં કેવાં હસે છે ને લહેર કરે છે!

બાબી—ને પેલી નાની છોડીઓ ફેરકુદડી ફરે છે; જો તો?

બચુ—હા અલ્યા. ચાલ આપણેય ફરીએ. [સ્ટૂલ ઉપર અમસ્તા અમસ્તા આનંદમાં પગ પછાડે છે.]

બાબી—કેવી મજા!

બચુ—જો તો, એ લોકો થાળમાંથી પેંડા ને જલેબી લે છે. જો એમના હાથમાં છે! જો જો, એ લોકો ખાય! જોને ખાય છે; ખાય છે, હો!

બાબી—પેલી નાની છોડીઓનેય સર્જ્યુંને! બે, ત્રણ, ચાર; ચાર જલેબી!

બચુ—[ખૂબ આનંદમાં આવી] કેવી મજા! બસ, કેવી લહેર! મજા પડે છે, હો!

બાબી—[ખોટી ખોટી જલેબી ગણીને] મારી પાસે તો બાર જલેબી છે.

બચુ—પણ મારી પાસે તો બાવન છે, બાવન! એમાંથી તને થોડીક દઉં?

[ત્યાં તો કોઇક ઘરનું બારણું ખખડાવે છે.]

બચુ—[ડરીને ચૂપ થઇ જાય છે.] કોણ છે?

બાબી—[ગભરાતી] બાપુ હશે.

[આ બે જણ ગભરાતાં હોય છે ત્યાં તો બારણાની અંદરની સાંકળ એની મેળે ખણખણાટ કરતી ઉઘડી જાય છે. અરધું બારણું ઉઘડે છે અને એક સફેદ સાલ્લો પહેરેલી પાતળી ડોશી અંદર આવે છે. એ લંગડી છે, પાછળ ખૂંધ નીકળી છે અને બરાબર દેખી શકતી નથી; એનાં ડાચાં મળી ગયેલાં છે, અને લાકડીને ટેકે ચાલે છે. કોઇ બુઢ્ઢી પરી લાગે છે તો.]

પરી—ગાતું ઘાસ કે નીલરંગી પક્ષી અહીં તમારે ત્યાં છે?

બચુ—અમારે ત્યાં થોડું ઘાસ છે, પણ એ કાંઈ ગાતું નથી.

બાબી—બચુ પાસે એક પંખી છે ખરૂં.

બચુ—પણ એ કાંઇ હું દઉં નહિ.

પરી—કેમ નહિ દે?

બચુ—એ તો મારૂં છેને?

પરી—એ સાચું; સાવ સાચું. એ પંખી છે ક્યાં ?

બચુ—[ ખીંટીએ લટકેલું પાંજરૂં બતાવીને ] પેલા પાંજરામાં.

પરી—[ પંખી જોવા માટે હાથની છાજલી કરીને ] મારે એ ન જોઇએ. એ કાંઈ બરાબર નીલરંગી નથી. તમારે નીલરંગી પંખી મને આણી આપવું પડશે.

બચુ—પણ એ ક્યાં હોય છે એની મને ખબર જ નથી ને !

પરી—એની તો મનેય ખબર નથી; એટલે તો તમારે એને શોધવું પડશે. ગાતા ઘાસ વિના મારે ચાલી શકશે પણ નીલરંગી પંખી તો મારે જોઈએ જ, જોઇએ. મારી નાની દીકરી ઘણી માંદી છે એને માટે મારે એ જોઇએ છે.

બચુ—શું થયું છે એને ?

પરી—કાંઇ ખબર પડતી નથી; એ સુખી થવા ઝંખે છે....

બચુ—એમ ?

પરી—મને તું ઓળખે છે ?

બચુ—અમારાં પાડોશી પરસનબાઇ જેવાં તમે લાગો છો.

પરી—[ એકદમ ચીડાઇ જઇને ] જા જા, હવે. એ ક્યાં ને હું ક્યાં ? મૂરખ નહિ તો ! હું તો પરી છું. મારૂં નામ છે રૂપરાણી.

બચુ—એમ કે ? બહુ સરસ.... ૨૦૪૩૮

પરી—તમારે તરત જ નીકળવું પડશે.

બચુ—તમે અમારી સાથે તો આવશોને ?

પરી—ના, મારાથી નહિ આવી શકાય. સવારમાં મેં ચૂલે રાબ મૂકી છે. અને જો ત્યાં એને કલાક કરતાં વધુ વાર રાખી મૂકું તો પછી હમેશાં ઉકળ્યા જ કરે! ........ઠીક [ છાપરૂં, ધુમાડિયું અને બારી એક પછી એક બતાવીને ] તમે લોકો આ રસ્તે જશો કે અહીંથી કે પણેથી ?

બચુ—[ બારણા તરફ આંગળી ચીંધી ] મને તો આ રસ્તે જવું ગમે....

પરી—[ એકદમ ચીડાઇ જઇને ] એમ નહિ ચાલે. એ ટેવ ઘણી જ ખરાબ છે. [ બારી તરફ આંગળી ચીંધી ] આપણે આ રસ્તે બહાર નીકળવાનું છે; સમજ્યાં ?....ચાલો ત્યારે, તૈયાર થઇ જાઓ. જલદી ચાલ, બાબી! તને ઓઢણી પહેરાવું.

બચુ—પણ મારા ચંપલ....

પરી—એની કાંઇ જરૂર નથી. હું તમને એક નાનકડી જાદુઈ ટોપી દઇશ. તમારાં બા બાપુ ક્યાં છે ?

બચુ—[ જમણી તરફનું બારણું બતાવી ] પેલા ઓરડામાં સૂઇ રહ્યાં છે.

પરી—અને તમારાં દાદીમા ને દાદા ?

બચુ—એ તો મરી ગયાં છે.

પરી—અને તમારાં ભાઇબહેનો? તમારે બીજાં ભાંડુ છે?
બચુ—હા, રે. ત્રણ નાનકડા ભાઇ છે....
બાબી—ને ચાર નાની બહેનો....
પરી—તે ક્યાં છે?
બચુ—એ બધાં તો મરી ગયાં.
પરી—તમારે એમને મળવું છે?
બચુ—હા, હા! હમણાં ને હમણાં મળવું છે. ક્યાં છે એ બધાં?
પરી—એ કાંઇ મારા ગજવામાં નથી.... પણ ચાલો, ઠીક થશે. જ્યારે તમે સ્મરણના પ્રદેશમાં થઈને જશો ત્યારે તમને તેઓ મળશે. નીલરંગી પંખી પાસે જવાને રસ્તે ડાબી બાજુએ વળીએ ત્યાં એ આવે છે....પણ હું આવી ત્યારે તમે શું કરતાં'તાં?
બચુ—અમે જલેબી ખાવાની રમત રમતાં'તાં.
પરી—તમારી પાસે જલેબી છે? ક્યાં છે?
બચુ—પેલાં....પૈસાદાર બાળકોના ઘરમાં. અહીં આવો; અહીંથી દેખાશે. કેટલી મજાની છે! [ એમ કહી પરીને બારી પાસે ખેંચી આણે છે. ]
પરી—[ બારીએ ઉભા રહીને ] પણ એ તો બીજાં ખાય છેને?
બચુ—હા, પણ અમે એમને ખાતાં જોઇએ છીએને?
પરી—તમને એમની અદેખાઇ આવતી નથી?
બચુ—શા માટે આવે?

પરી—એ લોકો જ બધી ખાઇ જાય છે તે માટે; તમને કંઇ ન આપે અને બધી જ પોતે ખાઇ જાય એ તો બહુ ખરાબ કહેવાય.

બચુ—જરાય નહિ; એ લોકો તો પૈસાદાર છેને. પણ હેં, ત્યાં બધું કેવું મજાનું છે?

પરી—અહીં કરતાં વધારે મજાનું ત્યાં જરાયે નથી.

બચુ—ઉંહ્! અહીં તો બધું અંધારૂં અંધારૂં છે. ને ત્યાં જેટલી ઝાઝી જગ્યાયે ક્યાં છે? વળી પૂરી....ને જલેબીયે નથી.

પરી—અહીં અને ત્યાં બેઉ ઠેકાણે સરખું જ છે. તને એ દેખાતું નથી એટલું જ........

બચુ—મને તો બધું દેખાય છે. મારી આંખો સાવ સારી છે. ટાવરની ઘડિયાળમાં કેટલા વાગ્યા છે તે બાપુ જોઇ શકતા નથી પણ મને તો દેખાય છે.

પરી—[એકદમ ચીડાઇ જઇને] હું કહું છુંને કે તમને દેખાતું નથી!....હું તમને કેવી લાગું છું, કહો જોઇએ? [બચુ તો બાઘો જ બની જાય છે.] કહોને! જોતાં આવડે છે કે નહિ એ તો જોઉં. હું રૂપાળી છું કે કદરૂપી? [બચુ તો મૂંઝાયા જ કરે છે] બોલોને? હું જુવાન લાગું છું કે ઘરડી? મારા ગાલમાં ખાડા પડેલા છે કે ભરેલા છે? તમને તો કદાચ એમ લાગતું હશે કે મારે પાછળ ખૂંધ છે!

બચુ—[ જાણે આશ્વાસન આપતો હોય તેમ ] ના, ના; કાંઇ બહુ મોટી નથી....

પરી—હાસ્તો, મોટો આવ્યો છે તે! કહો જોઇએ, મારૂં નાક લાંબુ છે? મારે એક આંખ ફૂટેલી છે?

બચુ—ના રે. હું એમ ક્યાં કહું છું. પણ કોણે એ ફોડી નાખી?

પરી—[ વધારે ગુસ્સે થઇને ] પણ એ ફૂટેલી જ નથી ને, મૂર્ખા! એ આંખ તો બીજી આંખ કરતાંયે સુંદર છે. વિશાળ, તેજસ્વી અને કમળ જેવી સરસ છે! અને મારા વાળ, જોયાને? કેવા સુંદર, સુંવાળા ને સોનેરી છે? અને કેટલા બધા છે? કેટલા લાંબા છે? જો જોઇએ! [ પોતાના ટુંકડા ધોળા વાળ હાથમાં રાખી બતાવે છે. ]

બચુ—મને થોડા દેખાય છે ખરા.

પરી—થોડા? અરે, આટલા બધા છેને? કેટલા બધા છે! રેશમના તાર જેવા સુંવાળા!....મેં કેટલાક લોકો એવા જોયા છે કે મારા વાળ અને તેનું સૌંદર્ય એમને દેખાતું જ નથી. પણ તમે તો એવા દુષ્ટ, અંધ લોકો જેવા નથીને?

બચુ—ના, ના. સંતાડેલું ન હોય તે બધું મને તો દેખાય છે.

પરી—પણ તમને તો બધું જ એટલી શ્રદ્ધાથી દેખાવું

જોઇએ ! માનવો બહુ વિચિત્ર છે! પરીઓના મૃત્યુ પછી એમને કાંઈ દેખાતું નથી અને કાંઇ સમજાતું પણ નથી. સદ્‌ભાગ્યે ઝાંખી પડી ગયેલી આંખોને નવું તેજ આપવા માટે જે જોઇએ તે હું હમેશાં સાથે જ રાખું છું.....આ મારી થેલીમાંથી હું શું બહાર કાઢતી હોઇશ ?

બચુ—ઓ ! કેવી સરસ નાનકડી ટોપી ! એની કલગી ઉપર પેલું ઝગમગ ઝગમગ શું થાય છે ?

પરી—માણસોને દેખવાની-જોવાની શક્તિ દેનારો એ એક મોટો મણિ છે.

બચુ—એમ ?

પરી—હા; એ ટોપી માથે પહેર્યા પછી તમારે એ મણિને એક જરાક ફેરવવાનો. આમ જમણી બાજુથી ડાબી બાજુએ ફેરવવો. જોયું ? એટલે પછી પહેરનારને ખબરે ન પડે, અને એની આંખો ઉઘડી જાય-એની દૃષ્ટિ ખુલ્લી થાય !

બચુ—એ વગડે ખરો ?

પરી—ના ના. ઉલટો એ તો જાદુઇ છે. એનાથી તો તમને એકદમ બધી વસ્તુઓમાં ઉંડે ઉંડે શું છે તે દેખાઈ આવે. જેમ કે રોટલીનો આત્મા, દૂધનો આત્મા, શાકનો આત્મા....

બચુ—સાકરનો આત્માયે દેખી શકાય ખરો ?

પરી—[એકદમ ગુસ્સે થઇને] જરૂર, જરૂર દેખાય! મને આવા નકામા સવાલો ગમતા નથી. સાકરનો આત્મા મરચાંના આત્મા કરતાં જરાયે વધુ મજાનો નથી.... ચાલો ત્યારે, નીલરંગી પંખીની શોધમાં તમને મદદ-રૂપ થઇ પડે એ બધું આપું. પહેરે દેખાય જ નહિ એવી વીંટી અને ઉડતી શેતરંજી તમને ઘણી ઉપયોગી થાય....પણ જે કબાટમાં એ પડ્યાં છે એની ચાવી જ જડતી નથી!....હા, પણ હું ભૂલી ગઇ. [પેલો મણિ બતાવીને] જુઓ, આમ રાખીને પછી જરાક આમ ફેરવો એટલે તમને બની ગયેલું બધું—એટલે ભુતકાળ દેખાય. આમ જરાક ફેરવો તો હવે પછી બનવાનું બધું એટલે ભવિષ્યકાળ દેખાય....એ મણિ અજબ જેવો છે, ઉપયોગી છે; અને એનો જરાય અવાજ થતો નથી.

બચુ—બાપુ મારી પાસેથી એ લઇ લેશે....

પરી—એને એ દેખાશે જ નહિ; તમારા માથા ઉપર હોય ત્યાં લગી બીજું કોઇ એને જોઇ શકે જ નહિ. કેમ પહેરવો છે? અજમાવી જોવો છે? [બચુના માથા ઉપર નાની ટોપી પહેરાવે છે.] હવે મણિને ફેરવો, જરા આમ અને પછી....

[બચુ મણિ ફેરવે છે ત્યાં તો એકાએક બધે અદ્‌-ભૂત ફેરફાર થઇ જાય છે. પરી ઘરડી ડોશી મટીને અપૂર્વ સૌંદર્યવાળી જુવાન રાજકન્યા થઇ રહે છે.

ઘરની ભીંતોની ઈંટો ચળકી ઉઠે છે; પારદર્શક થઈ જાય છે; મૂલ્યવાન રત્નોની જેમ ઝગઝગે છે. ઘરના સામાન્ય રાચરચીલામાં જાણે પ્રાણ પ્રવેશે છે અને તે પણ તેજથી ભભકી ઉઠે છે. દેવદારનું ટેબલ આરસના ટેબલ જેવું ભવ્ય અને દેખાવડું થઈ જાય છે. ઘડિયાળનો આંકડા લખેલો ભાગ–તેનું મ્હોં પોતાની આંખો નચાવે છે અને મંદ મંદ હસે છે. ઢાંકણાંની નીચે ઘડિયાળનું લોલક હોય છે તે એકાએક ઉઘડી જાય છે અને તેમાંથી એક બીજાના હાથ ઝાલી હસતી ખેલતી, આનંદનૃત્ય કરતી અને ગાતી ઘડીઓ બહાર નીકળે છે. ]

બચુ—[ તદ્દન આશ્ચર્યમુગ્ધ થઈને અને પેલી ઘડીઓ તરફ આંગળી ચીંધીને ] પેલી નાચતી છોકરીઓ કોણ છે ?

પરી—એમાં કાંઈ ગભરાવાનું નથી; એ તો તમારા જીવનની ઘડીઓ છે, અને એક પળ માટે છૂટી થઈને દેખાવામાં એમને લહેર પડે છે.

બચુ—અને આ ઘરની ભીંતો આટલી ચળકે છે કેમ ? સાકરની બનેલી છે કે પછી હીરાની ?

પરી—બધા પત્થર સરખા હોય છે; બધા પત્થર હીરા જ હોય છે. પણ માણસને એમાંના થોડા જ નજરે પડે છે.

[ એ લોકો વાતો કરતાં હોય છે ત્યાં સુધીમાં તો અદ્દભુત પરિવર્તન ચાલુ જ છે. ટિફિન-બાસ્કેટમાંથી રોટલાઓના આત્માઓ ચોરણી અને કડિયાં પહેરેલા જાડા માણસોના રૂપમાં નીકળી પડે છે; ત્યાં તો પીળા

અને લાલચોળ કપડાં પહેરેલો અગ્નિ સગડીમાંથી બહાર આવે છે, અને રોટલાઓની પાછળ પડે છે. એ વખતે આનંદથી હસતાં હસતાં એનાં અંગેઅંગ વળી જાય છે.]

બચુ—પેલા જાડિયા કોણ છે?

પરી—એ તો રોટલાઓના આત્મા છે. સત્યના રાજ્યનો લાભ ઉઠાવી એ લોકો ટિફિન-બાસ્કેટમાંથી નીકળી પડ્યા છે. બિચારા ત્યાં મૂંઝાતા હતા!

બચુ—ને પેલો રાતોચોળ માણસ કોણ છે?

પરી—ચૂપ! ધીમેથી બોલ. એ તો અગ્નિ છે....જોખમ-કારક છે.

[વાતચીત ચાલે છે પણ પેલું અદ્‌ભુત પરિવર્તન કાંઇ અટકતું નથી. કબાટ પાસે ગૂંચળું વળીને પડેલાં કૂતરો અને બિલાડી બેઉ એકી સાથે મોટેથી બૂમ પાડે છે, અને નીચે જમીનમાં પેસી જાય છે. એમની જગ્યાએ ડાઘિયા કૂતરાના મોઢાવાળો પુરુષ અને સફેદ બિલાડીના મ્હોંવાળી એક સ્ત્રી બહાર આવે છે. કૂતરાના મોઢાવાળા માણસને આપણે હવેથી 'કૂતરો' કહીને જ ઓળખશું. એ બચુ તરફ ધસે છે; એના પગ ચાટે છે; કૂદાકૂદ કરે છે અને આનંદના અવાજોનું ઘુમરાણ મચાવે છે. બિલાડીનાં મ્હોંવાળી સ્ત્રી–બિલાડી પોતાનાં હાથ મ્હોં ધુએ છે; વાળ ઠીકઠાક કરી લે છે અને પછી બાબી પાસે જાય છે.]

કૂતરો—[બૂમો મારે છે, કૂદકા લગાવે છે, જ્યાં ત્યાં દોડધામ

કરે છે; ભારે રંગમાં આવી ગયો છે. ] મારા દેવ ! મારા નમસ્કાર સ્વીકારો ! ઓ મારા પ્રભુ !....છેવટે, છેવટે આપની સાથે બોલી શકું એ દિવસ આવ્યો ખરો ! મારે હૈયે હરખ માતો નથી ! મારે કેટલું-કેટકેટલું આપને કહેવાનું છે !.... ગમે તેટલું ભસું, પૂંછડી પટપટાવું પણ તમે તો જાણે કાંઈ સમજતા જ નહિ. પણ હવે તો મારા માલિક ! મારા દેવ ! તમારે ખાતર શું શું કરી નાખું ? કહોને ?

બચુ—[ પરીને ] કૂતરાના માથાવાળા આ ભાઈ કોણ છે ?

પરી—કેમ, એ તો આપણા પાળેલા મોતીનો આત્મા છે; એ હવે મુક્ત થઈ શક્યો છે.

બિલાડી—[ બાબી પાસે જઈને ખૂબ ઠાવકાઈ ભરી રીતે નમીને ] બહેન ! કેમ છો ? આપની તબિયત ?

બાબી—સારી છે, બહેન. [ પરીને ] આ કોણ છે ?

પરી—આ તો તારી પાળેલી મીનીનો આત્મા છે. એને માથે હાથ ફેરવો.

કૂતરો—[ બિલાડીને પડખે ધકેલી દઈને ] મારે માથેય ફેરવો ! આજ તો કેવી મજા પડી. ભાઈની સાથે બોલ્યો ને બહેનને મળ્યો....ને....લહેર, બસ, કેવી લહેર ! લહેર જ પડવાની. મીનીને તો હું ડરાવી ભગાડી કાઢવાનો. વાઉ, વાઉ, વાઉ !

બિલાડી—પણ મારા મહેરબાન ! આપને તો હું ઓળ-

ખતીયે નથી.

પરી—[ કૂતરાને લાકડી બતાવીને ] ચૂપ, ચૂપ થઇ જા ! જો ઝાઝો ઘોંઘાટ કર્યો છે તો પછી હંમેશને માટે ચૂપ થઇ જવું પડશે.

[ હજુ પણ પેલું જાદુઇ પરિવર્તન તો ચાલુ જ છે. ખૂણામાં પડેલો રેંટિયો ચકર ચકર ફરવા માંડે છે, અને પ્રકાશના તેજસ્વી તાર એમાંથી કંતાતા જાય છે. પાણીનું માટલું ફૂટી જાય છે અને એમાંથી જાણે મોતી અને માણેકનું બનેલું ન હોય એવું એક પાણીનું ઝરણું વહેવા લાગે છે. એક ક્ષણ પછી તો એમાંથી એક જુવાન કન્યકા-આંસુ ભરેલી અને ધ્રૂજતી બહાર આવે છે. એ પાણીનો આત્મા છે. એને આપણે જલબાલા કહીશું. ]

બચુ—અરે, પેલી ભીંજાયેલી બાઇ કોણ છે ?

પરી—એ તો આ આપણા પાણીના માટલાંથી નીકળેલી જલબાલા છે.

[ દૂધનો લોટો પડી જાય છે અને દૂધ ઢોળાય છે. એ-માંથી એક સફેદ, ઉંચી, શરમાળ આકૃતિ ઉભી થાય છે. જાણે બધાથી એ બ્હીતી હોય એમ લાગે છે. ]

બચુ—અને પેલી ગભરાયેલી, ઉંચી છોકરી ?

પરી—એતો દૂધ છે; એ પોતાના લોટામાંથી નીકળી આવે છે.

[ સાકરનો ડબ્બો ' ખડાંગ ' કરતો ઉઘડી જાય છે અને

એમાંથી ધીમે ધીમે એક લુચ્ચો અને દંભી દેખાતો માણસ બહાર નીકળે છે. મધુરું હસતો હસતો એ બાબી પાસે આવે છે. ]

બાબી—[ ડરી જઇને ] એને મારું શું કામ છે ?

પરી—એ તો સાકરનો આત્મા છે.

બાબી—એની પાસે સાકર છે ? પીપરમીન્ટની ટીકડીઓ છે ? પેંડા ને ગુલાબજાંબુ છે ?

પરી—હા, રે. એના ગજવામાં એ બધું ભરેલું છે. અને એની બધી આંગળીઓ પણ સાકરની બનેલી છે– મીઠી મધ જેવી છે.

[ ટેબલ ઉપરથી દીવો હેઠે પડે છે અને એ જ વખતે એની જવાલા ઉંચે ચડે છે અને એમાંથી એક તેજ-તેજના અંબાર જેવી, રૂપરૂપના ભંડાર જેવી, ઝળહળતી કુમારિકા પ્રગટે છે. લાંબાં, ઝીણાં, ઝગઝગતાં લૂગડાં એણે પહેર્યાં છે અને જાણે સમાધિમાં હોય એમ સ્થિર અને શાન્ત ઉભી રહે છે. ]

બચુ—ઓહો ! આ તો કોઈ મહારાણી લાગે છે !

બાબી—કોઈ દેવી જણાય છે.

પરી—ના રે, ના. એ તો અજવાળું છે; પ્રકાશ છે. એનું નામ તેજુબેન.

[ એટલામાં તો અભરાઇ ઉપર પડેલી થાળીઓ અને રકાબીઓ ચકરચકર ઘૂમવા લાગે છે અને નાચવા માંડે છે. ત્યાં તો જમણી બાજુના બારણા ઉપર ત્રણ ટકોરા સંભળાય છે. ]

બચુ—[ ગભરાઇને ] બાપુ આવ્યા ? આપણને વાતો કરતા સાંભળી ગયા લાગે છે.

પરી—પેલો મણિ ફેરવ !...ડાબી બાજુથી જમણી બાજુ તરફ.

[ બચુ ઝડપથી મણિ ફેરવે છે. ]

પરી—એટલો જલદીથી નથી ફેરવવાનો ! લે....કર્યું હવે ! આમ ઝડપથી એ ફેરવ્યો એટલે આ બધાંને એમની મૂળ જગ્યાઓમાં ચાલ્યા જવાનો પૂરતો વખત મળશે નહિ, અને મોટો ગોટાળો જામશે !

[ સુંદર દેખાતી પરી પાછી ઘરડી ડોશી બની જાય છે, અને ઘરની ભીંતો જે ઝગમગતી હતી તે પહેલા જેવી થઇ જાય છે. ઘડીઓ ઘડિયાળમાં પાછી ઘૂસી જાય છે; રેંટિયો ચકરચકર ફરતો બંધ થાય છે. દોડાદોડી અને ધાંધાટમાં શગડીની શોધ કરતો અગ્નિ આખા ઓરડામાં ભાન ભૂલી ઘૂમ્યા કરે છે. એક રોટલો જે ખાવાના ડબરામાં ઘૂસી શક્યો નથી એ રોવા માંડે છે, અને અગ્નિના ડરથી ચીસો નાખે છે. ]

પરી—કાં, રાડો કેમ નાખે છે ?

રોટલો—[ રોતો રોતો ] ડબરામાં મારગ નથી....

પરી—[ ડબરા પાસે જઇને ] છે, છે. [ અંદરના બીજા રોટલાઓને ઠાંસી ઠાંસીને ધકેલીને ] ચાલો, ઉતાવળ કરો, જગ્યા કરો!

[ બારણા ઉપરથી ફરીથી ટકોરા વાગે છે. ]

રોટલો—[ ખૂબ મૂંઝાઇને, ડબરામાં પેસવા ફોગટ ફાંફાં મારે છે.

સારાથી તો અંદર પેસાતું નથી! એ...મને ખાઇ જશે!

કૂતરો—[ બચુની આજુબાજુ કૂદતો ] મારા નાના દેવ! પ્રભુ! હજુ હું અહીં છું, હો! હજુ હું બોલી શકું છું; તમારા પગ ચાટી શકું છું. ખરૂંને? ખરૂંને?

પરી—અરે, તું ક્યાંથી? હજુ તું બહાર રહી ગયો છે?

કૂતરો—એ જ મજા છેને! મારૂં ખોળિયું ખુલ્લું થયું અંને હું પેસવા જાઉં ત્યાં તો બંધ થઇ ગયું!

બિલાડી—મારેય એમ થયું. કેમ કંઇ વાંધો છે?

પરી—ચાલો, હું તમને સાચેસાચી વાત કહી દઉં. આ મુસાફરીમાં જે જે લોકો બચુ બાબી સાથે જશે એ બધાં મુસાફરી પૂરી થતાં મરી જશે.

બિલાડી—[કૂતરાને] ચાલ, ચાલ. આપણે ખોળિયામાં પેસી જઇએ.

કૂતરો—જા, જા. હું નથી પેસવાનો. હું તો મારા માલિક, મારા દેવની સંગાથે જ જવાનો. આખે રસ્તે હું તો તેમની સાથે વાતો જ કર્યે જવાનો.

બિલાડી—મૂરખ છો!

[ બહાર બારણું ખખડવાનો અવાજ વધતો જાય છે. ]

રોટલો—[ ડૂસકાં ભરતો ] મુસાફરી પૂરી થાય એટલે મરી જવું પડે એ તો કેમ ચાલે? મારે એમ મરવું નથી. મારે તો મારા ડબરામાં હમણાં ને હમણાં પાછા પેસી જવું છે.

અગ્નિ—[ જે આખા ઓરડામાં દીવાનાની જેમ કષ્ટથી કુંફાડા મારતો ઘૂમ્યા કરે છે. ] પણ મારે પેસવું ક્યાં ?

જલબાલા—[ માટલામાં પેસવાનો પ્રયત્ન કર્યા પછી ] હું પણ મારી જગ્યામાં જઇ શકતી નથી.

સાકર—[ પોતાના ડબ્બાની આસપાસ ભમતાં ] અને મારાથીયે પેસાતું નથી.

દૂધ—[ મૂંઝાતું શરમાતું ] મારૂં વાસણ કોઇએ તોડી નાખ્યું છે.

પરી—તોબાહ છે તમારાથી ! મૂરખ જેવાં ભેગાં થયાં છો બધાં ! મૂરખ છો, અને વધારામાં પાછાં બીકણ પણ છો. નીલપંખીની શોધમાં બાળકોની સાથે જતાં બધાં ગભરાઓ છો. બાયલાં નહિ તો ! તમારી હમેશની જડ જગ્યાઓમાં જ પડી રહેવું ગમે છે તમને તો–સાવ જડ જેવાં! ખરૂંને ?

બધાં—[ કૂતરા અને તેજુ સિવાય ] હા હા, અમારે એકદમ પેસી જવું છે. મારો ડબરો, મારૂં માટલું, મારી સગડી....

પરી—[ તેજુ જે પોતાના ભાંગી ગયેલા દીવા તરફ સ્થિરપણે જોતી ઉભી છે તેને ] અને તું તેજુ, તારે શું કરવું છે?

તેજુ—હું તો બાળકોની સાથે જવાની.

કૂતરો—[ આનંદથી ઘર ગજવતો] હુંય તે જવાનો; હુંય જવાનો !

પરી—ઠીક, બહુ સારૂં. હવે વાત એમ છે કે મુહૂર્ત

વીતી ગયું છે એટલે તમે કોઇ તમારા સ્થાનની અંદર પેસી શકો એમ છે નહિ. એટલે ભાવે કે અભાવે, તમારે બધાંએ અમારી સાથે મુસાફરીમાં નીકળવું જ પડશે. પણ જો, અગ્નિ! તારે કોઈની બહુ નજીક આવવાનું નહિ; અને કૂતરા! તારે બિલ્લીની સાથે બાઝવાનું નહિ; અને જલબાલા! આમ જરા સંભાળજો, જાત ઉપર કાબૂ રાખજો અને જ્યાં ત્યાં બધે ઢળી પડતાં નહિ; સમજ્યાં બેન બા?

[જમણા પડખાના બારણા ઉપર જોસજોસથી ટકોરા પડે છે.]

બચુ—[કાન દઈને] એ....બાપુ આવ્યા; એમનો જાગવાનો વખત થયો છે; એમનાં પગલાં મને બરાબર સંભળાય છે.

પરી—ચાલો ત્યારે, આપણે બધાં આ બારી વાટે બહાર નીકળીએ. તમારે બધાંએ મારે મહેલે આવવાનું છે, અને ત્યાં તમને બધાંને મારે જોઈતાં અને શોભીતાં કપડાં પહેરાવવાં જોઈશે. [રોટલાને] તારે નીલપંખી રાખવાનું પાંજરૂં રાખવાનું, સમજ્યો? એ તારી પાસે જ રાખવાનું. ચાલો ત્યારે, ઝપોઝપ; વખત ન બગાડો.

[એકાએક બારી બારણા જેટલી લાંબી પહોળી બની જાય છે, અને બધાં એમાંથી બહાર નીકળી જાય છે. પછી પાછી બારી હતી તેવી ને તેવી થઇ જાય છે, અને ધીમેથી વસાઈ જાય છે. જમણી બાજુનું બારણું

ખુલે છે, અને એમાંથી 'બાપુ' અને 'બા' નાં માથાં ડોકાય છે.]

બાપુ—ના; ના. કાંઇ નથી; એ તો ઉંદરડાઓનો ખખડાટ હશે.

બા—બેઉ જણાં ઊંઘે છેને?

બાપુ—હા, બરાબર; મજાથી પોઢી ગયાં છે!

બા—ઘસઘસાટ ઊંઘમાં ઘોરી રહ્યાં છે.

[બારણું બંધ થઇ જાય છે.]

પડદો પડે છે.

# અંક બીજો

## દૃશ્ય પહેલું

### પરીનો આવાસ

[ પરીના ઓરડામાંનો ભવ્ય, વિશાળ ઓરડો. રંગબેરંગી આરસ-પહાણના થાંભલા છે; સોને મઢેલ હીંડોળાખાટ છે; હાથી દાંતના છત્તરપલંગો છે, ઉપર રેશમ મશરૂની રંગીન તળાઇઓ છે. રૂપાની ધૂપદાનીઓમાંથી અજબ સુવાસભર્યા ધૂપની વાસ આવે છે.

જમણી તરફથી પાછલી બાજુએથી ભભકદાર પોશાક પહેરીને મીની, સાકર અને અગ્નિ આવે છે; એ લોકો પરીના પોશાક પહેર-વાના ઓરડામાંથી જ સીધા આવે છે. મીનીએ રેશમ અને મખમલનાં ઝીક ભરેલાં વસ્ત્રો ધારણ કર્યાં છે. સાકર, અર્ધો સાવ સફેદ અને અર્ધો આછો આસ્માની એવા રેશમી પોશાકમાં સોહા-મણી લાગે છે. અને અગ્નિએ અનેક સપ્તરંગી લીરાઓના નાના ઉડતા ઝબ્બા ઉપર, કેસૂડાંના રંગનો સોનાની પટ્ટીવાળો મોટો ઝબ્બો ચડાવ્યો છે. સાકર અને અગ્નિને ઠાવકાં મીનીબાઇ રસ્તો બતાવે છે. ]

મીની—આમ આમ; આ રસ્તે. આ મહેલના ખૂણેખૂણાની મને ખબર છે. પરીને વનદેવે આ મહેલ આપેલો. બાબી, બચુ અને તેજુ, પરીની દીકરીને મળવા ગયાં છે એટલે આપણને આ થોડીક ઘડીઓ છૂટાં રહેવા મળી છે. પછી તો પાછાં બંધનમાં સપડાવાનાં. એ ઘડીઓનો પૂરો ઉપયોગ કરીએ. જે પરિસ્થિતિમાં આપણે અત્યારે છીએ તેના વિષે વિચાર અને વાત-ચીત કરવા હું તમને અહીં લાવી છું. કેમ કરીશું?

સાકર—જુઓ, પેલા કૂતરાભાઇ નવાં કપડાં પહેરીને આવે!

અગ્નિ—હા....અલ્યા! એણે મા'ળે શું પહેર્યું છે?

મીની—વિક્રમ રાજાના સમયનો ચોકીદારનો વેશ એણે પહેર્યો છે; એ એના માટે બરાબર જ છે. પણ ચાલો, આપણે બધાં પેલા પડદા પાછળ છૂપાઇ જઇએ. કોણ જાણે કેમ, પણ મને એના તરફ હમેશાં અવિશ્વાસ જ હોય છે. મારે જે તમને કહેવાનું છે તે એ ન સાંભળે તો સારૂં.

સાકર—હવે તો થઇ રહ્યું. જો, એણે આપણને જોઈ લીધાં છે. અને પણે દેખો, જલબાલા પણ આવે છે. વાહરે, શો એનો ઠાઠ! આબાદ છે.

[ કૂતરો અને જલબાલા બધાં પાસે આવી પહોંચે છે. ]

કૂતરો—[ આજુબાજુ કૂદાકૂદ કરતો ] દેખો! દેખ લો, કૈસા અચ્છા! ત્યારે એમ! આ ઝીકનું ભરતકામ જોયું? અને આ સોનેરી કસબ—

મીની—[ જલદેવીને ] તમે તો આ પહેલો જ પોશાક પહેર્યો, કેમ ? હું જાણુંને !

જલદેવી—હા; એ મને બરાબર શોભે છે.

અગ્નિ—[ ધીમેકથી ] બાઈસાહેબ, પોતાની છત્રી ક્યાં મૂકી આવ્યાં ?

જલદેવી—શું કહ્યું ?

અગ્નિ—ના ના, કશું નહિ.

જલદેવી—મને એમ કે પરમ દા'ડે મેં જોયેલ તમારા જેવા કોઇ લાલ ટમાટા જેવા નાકની વાત....

મીની—હવે મૂકોને ! એમ લડો નહિ. આપણી પાસે ઉપયોગી કામ ઘણું પડયું છે. રોટલો જ ફક્ત આવવો બાકી છે. એ તે ગયો ક્યાં ?

કૂતરો—અરે, એ ભાઇસાહેબને પોતાનો પોશાક શોધતાં શોધતાં જ વરસ વીતી જશે !

અગ્નિ—મોટું ગાગર જેવું પેટ, ને બાધા જેવું મ્હોં : એવા એ મહેરબાનને એ સિવાય બીજું શું આવડવાનું હતું ?

કૂતરો—જો જો, પેલા આવ્યા. વાહ રે ! રેશમી અચકન અને જરિયન સાફો, ઉરબ્બી ચોરણી અને કમ્મરે સોનેરી મૂઠની તલવાર ! વાહ વાહ !

મીની—વાહ ભાઇ, વાહ ! અચ્છે બને !

[ રોટલો છેલબટાઉ પોશાકમાં આવે છે. રેશમી અચ્કન વીંધીને જાણે બહાર આવવા પ્રયત્ન કરતા એમના ઉદર ઉપર એમણે હાથ ટેકવ્યા છે; એક હાથમાં નીલપંખી પકડવાનું પાંજરૂં છે. ]

રોટલો—[ ઇરાનના બાદશાહની જેમ પહોળો પહોળો ચાલતો ] કાં, કેમ છે ? જોયું ને....અમારી આમ બાબત છે !

કૂતરો—[ એની આસપાસ કૂદતો ] હા, ભારે મજાનો; કેવો ગંડુસ જેવો ! હા....હા. ભારે મજાનો લાગે છે, હો !

મીની—[ રોટલાને ] બાળી બચુ કપડાં પહેરીને તૈયાર થઇ ગયાં ?

રોટલો—હા ! બચુભાઇએ પીળું પીતાંબર પહેર્યું છે અને લીલું વસ્ત્ર ઉપર ઓઢયું છે; બાળીબહેને સફેદ ઘાઘરી અને ઇન્દ્રધનુ ઓઢણી પહેર્યાં છે. પ....ણ તેજુનો પોશાક તો બસ, કમા....લ !

મીની—એટલે ?

રોટલો—પરી એમ કહે કે તેજુ તો એટલી અદ્ભુત અનુપમ રૂપવાળી છે કે એને કશાય વસ્ત્રની જરૂર જ નથી ! એટલે મેં આપણાં બધાં તરફથી કહ્યું કે અમે જેવા તેવા 'હાલી મળેલા' નથી; આબરૂદાર છીએ. એવી બેશરમી નહિ ચાલે. અને મેં કહી દીધું કે જો એમ ને એમ આવશે તો આપણે બંદા એની સાથે રહેવાના નથી ! એને પહેરવા માટે ફાનસનો પોટો આણ્યો હોત તો ઠીક પડત.

મીની—પછી પરીએ તને શો જવાબ દીધો?

રોટલો—મારા માથા ઉપર અને મારા પેટ ઉપર ડંડો માર્યો!

મીની—પછી?

રોટલો—એટલે મેં કહ્યું: 'ઠીક, ભોગ તમારા; કરવું હોય એમ કરો!' પણ છેવટે છેલ્લા કબાટમાં પડેલાં ચંદ્રકિરણનાં બનેલાં સુધાંશુ વસ્ત્ર પહેરવાનું તેજુએ નક્કી કર્યું.

મીની—બહુ સારૂં; હવે જવા દો એ વાત. આપણી પાસે વખત થોડો છે. આપણું ભાવિ–નસીબ જોખમમાં છે. પરીએ કહેલી વાત તો તમને બધાંને યાદ હશે જ કે આ શોધની મુસાફરી પૂરી થશે તેની સાથે જ આપણા જીવનનો અંત આવશે–આપણે મરી જશું. એટલે આપણું એ કામ છે કે બને તે ઉપાયે, ગમે તેમ કરીને, આપણે આ મુસાફરી પૂરી ન જ થાય અને લંબાયા કરે તેમ કરવું. પણ....એક બીજી બાબતનો પણ વિચાર કરવાનો છે, અને તે આપણી જાતિ અને આપણાં બાળકોના ભવિષ્યનો વિચાર.

રોટલો—સાચું, સાચું; સત્તર આના ને બે પાઇ!

મીની—મારૂં સાંભળો. આપણે અહીં જે બધાં ભેગાં મળ્યાં છીએ તે—પશુઓ, વસ્તુઓ અને તત્ત્વો—બધાંને સ્વતંત્ર આત્મા–જીવ છે, અને એની માણ-

સને ખબર નથી....અને એને લીધે તો આપણે થોડાં ઘણાં પણ સ્વતંત્ર છીએ. પણ જો એને નીલપંખી જડી જાય તો પછી એ બધું જોઇ શકશે, બધું જાણી શકશે અને આપણું આવી બનવાનું. મારી જૂની સખી રાતરાણી, જે જીવનના ભેદોની એક રક્ષિકા છે, તેની પાસેથી આ વાતની મને હમણાં જ ખબર પડી. એટલે, પંખી ન જડે એમ કોઇ પણ ઉપાય કરવું એ આપણા જ લાભની વાત છે. અને એથી એમ કરતાં બાળકોની જીંદગી જોખમમાં આવે તો તેમ કરતાં પણ ન અચકાવું જોઇએ.

કૂતરો—[ક્રોધપૂર્વક] શું કહે છે? શું બોલી? હું....બોલ જોઇએ, ફરીથી બકને? શું બોલી તે—

રોટલો—શાંતિ, શાંતિ. તારે બોલવાનો વારો હજુ આવ્યો નથી; હું આ સભાનો પ્રમુખ છું.

અગ્નિ—તને કોણે પ્રમુખ બનાવ્યો?

જલબાલા—ચૂપ રહે! વચમાં ડબડબ શું કરે છે?

અગ્નિ—ફાવે ત્યારે વચમાં ડબડબ કરીશ! ....શાણાં છો, તે આપનું દોઢડહાપણ આપની પાસે જ રાખો!

સાકર—[મીઠાશથી] માફ કરજો, બહેનો અને ભાઇઓ! પણ આમ આપણને લડવું શોભે કે? કેટલો અગત્યનો મુદ્દો આપણે વિચારીએ છીએ? સૌથી પહેલાં આપણે શું કરવું જોઇએ તેનો વિચાર કરી લેવો જોઇએ.

રોટલો—હું મીની અને સાકરના મતની સાથે તદ્દન મળતો થાઉં છું.

કૂતરો—હવે, થયો થયો હવે !....માણસ છે એટલે પછી કશો વિચાર કરવાનો જ હોય નહિ. આપણે એની આજ્ઞા સાંભળવી, અને એ ફરમાવે તેમ કરવાનું. એ એક માત્ર સાચી અને તદ્દન સાચી વાત છે; એ સિવાય બીજી એકે વાત મને કબૂલ નથી. માણસ એ તો આપણો પ્રભુ છે; મરીએ કે જીવીએ, પણ માણસ તો આપણો સ્વામી છે. બોલો, માણસનો જય ! માણસનો જય !

રોટલો—હું કૂતરાના મતની સાથે તદ્દન મળતો થાઉં છું.

મીની—મને તો લાગે છે કે જલબાલા, અગ્નિ, હું, તમે, અને આપણે બધાં કોઈ અનામી જુલમના ભોગ થવા જ જન્મ્યાં હોઇએ ! તમને એ નથી સાલતું ? આ જુલમ કરનાર માણસ આવ્યો તે પહેલાં આપણે બધાં કેવી મુક્ત સ્વતંત્રતાથી પૃથ્વીના પડ ઉપર બાદશાહી કરતાં હતાં તે તમને યાદ નથી આવતું ? અગ્નિ અને જલ એ તો આખી પૃથ્વીના એકમાત્ર માલેકો હતાં. અને અત્યારે એમની દશા તો જુઓ ! જંગલની અંદર વાસ કરનાર બહાદૂર હિંસક પશુઓના સાવ નમાલા વારસદાર જેવાં આપણે છીએ. તેમની કથની કરુણરસભરપૂર છે. પ....ણ ....હાં ! ધ્યાન

રાખો; કાંઇ જાણે ચાલતું જ ન હોય એમ બની જાઓ. પરી અને તેજુ આવતાં દેખાય છે. તેજુ માણસની સાથે ભળી ગઈ છે; એ આપણી મોટી શત્રુ છે. આ આવ્યાં એ.

[ જમણી બાજુએથી ઘરડી ડોશીના સ્વરૂપમાં પરી આવે છે અને તેની સાથે તેજુ, બાબી અને બચુ પણ આવે છે. ]

પરી—શું ? શું છે આ બધું ? એ બાજુ ભેગાં કેમ થયાં છો બધાં ?....બધાં કાંઈ ગુસપુસ ગુસપુસ શું કરો છો ? હવે નીકળવાનો વખત થઈ ગયો છે. મેં નક્કી કર્યું છે કે તેજુ તમારી સરદાર થશે. જેમ મારૂં તમે બધાં માનો છો, તેમ તેનુંયે તમારે માનવાનું. અને મારી જાદુઇ લાકડી પણ હું એને સોંપું છું. આજ સાંજે બાબી ને બચુ એમનાં દાદા દાદીને મળવા જવાનાં છે. એ વખતે તમારે બધાંએ પાછળ રહેવાનું છે. એ જ ઠીક પડશે. આજની સાંજ એ લોકો એમના મરી ગયેલાં કુટુંબીઓની સાથે ગાળશે. એ દરમિયાન તમારે બધાંએ આવતી મુસાફરી માટે તૈયારીઓ કરવાની છે. એ મુસાફરી ઘણી લાંબી થશે. ચાલો ત્યારે, જાઓ બધાં પોતપોતાને કામે.

સીની—[ દંભ કરી ] બહેન, હું આ બધાંને એ જ વાત સમજાવતી હતી. દરેક જણે પોતપોતાની ફરજ બહાદુરીપૂર્વક અને સરસ રીતે બજાવવી જોઇએ,

એવું પ્રવચન હું એમને આપતી હતી; પણ આ કૂતરો વચમાં બહુ લબલબ કરતો હતો. અને—

કૂતરો—હેં ? શું કીધું તેં ? ઊભી રહેજે....

[ કૂતરો મીની ઉપર કુદકો લગાવવાની તૈયારીમાં છે ત્યાં તો બચુ એ જુએ છે, અને નાક ઉપર આંગળી મૂકી એને એમ કરતાં વારે છે. ]

બચુ—મોતી, મોતી ! સીધો રહે; ફરીથી તોફાન કર્યું છે તો....

કૂતરો—પણ ભાઇ, બચુભાઇ ! આ મીની જ બધાંને ઉંધું........

બચુ—ચૂપ ! હું કહું છું, ચુપ રહે.

પરી—ચાલો, હવે મૂકો એ વાત. રોટલા ! આજની સાંજ માટે તું બચુને પાંજરૂં સોંપી દે. દાદા દાદીને એ મળવા જાય છે ત્યાં ભૂતકાળમાં કદાચને નીલપંખી છૂપાયેલું હોય તો !.... ગમે તેમ હોય, આપણે બધે તપાસ તો કરવી જોઇએ. રોટલા ! પાંજરૂં ક્યાં છે ?

રોટલો—[ ગંભીરતાથી ] પરીબહેન ! કૃપા કરી મને એક મિનિટ આપો. [ જાણે કોઇ મોટો ભાષણખોર હોય તેમ ] આપ સહુ ભાઇઓ અને બહેનોની માનવંત હાજરીમાં અને સાક્ષીમાં આ સુવર્ણ પિંજર જે મને સોંપવામાં આવ્યું હતું, તે........

પરી—[ એને અટકાવીને ] ચાલ હવે, એમ ભાષણ કરવાનું અહીં નથી. આપણે આ રસ્તે બધાં જઇએ અને

બચુ બાબી પેલે........

બાબી—[ ચિંતાથી ] તે અત્યારે એકલાં જવાનું ?

બચુ—મને તો ભઇ, ભૂખ લાગી છે.

બાબી—મનેય.

પરી—[ રોટલાને ] તારું આ અચકન ખોલીને તારા મીઠા પેટમાંથી બે ચાર ટુકડા કાપી દે આમને....

[ રોટલો પોતાનું અચકન ખોલી, પોતાની તલવાર વડે બબ્બે ટુકડાઓ બેઉ બાળકોને આપે છે. ]

સાકર—[ બાળકો પાસે આવીને ] અને હુંય આપને, એમ કે, કશુંક ધરું તો ?

[ એક પછી એક પોતાના ડાબા હાથની પાંચ આંગળીઓ તોડીને એ બાળકોને આપે છે. ]

બાબી—આ શું કરે છે ? પોતાની બધી આંગળીઓ તોડી નાખે છે ?

સાકર—[ લળીભળી ] અરે, ચાખો તો ખરાં ! અફલાતૂન છે. મધ કરતાંયે મીઠી છે; અસ્સલ, શેરડીની સાકર છે.

બાબી—[ એક ખાઇને ] સાચે, બહુ સરસ છે હો ! તે તારી પાસે આવી ઘણી બધી છે ?

સાકર—[ નમ્રતાથી ] હા જી; આપને જોઇએ તેટલી....

બાબી—તે તમે એને તોડી નાખો છો ત્યારે તમને વાગતુંયે નથી ?

સાકર—ના રે, જરાય નહિ. ઉલટાનો એક લાભ થાય છે. તોડીએ એટલે તરત જ ત્યાં નવી આંગળીઓ ઉગી નીકળે છે. એટલે મારે તો સાવ નવીનકોર, ચોખ્ખી-ચણક આંગળીઓ આવે ના!

પરી—ચાલો ત્યારે, બાબી બચુ! વધુ પડતી ખાંડ ના ખાઓ. અને પાછું તમારા દાદા અને દાદીમા સાથે તમારે વાળુ તો કરવાનું જ છે.

બચુ—એ ત્યાં મળશે?

પરી—હા, હા. થોડી વારમાં જ તમને મળશે.

બચુ—એ લોકો તો મરી ગયાં છે; પછી એ કેવી રીતે મળી શકશે?

પરી—એ લોકો તમારી યાદમાં-તમારા સ્મરણમાં તો રહ્યાં છે; ક્યાં મરી ગયાં છે? ....પણ માણસો આ સાદી વાત સમજતાં નથી કારણ કે હજુ સુધી એમનું જ્ઞાન ઘણું ઓછું છે; પણ પેલા મણિના પ્રતાપે તમે જોઇ શકશો કે જે મરી ગયેલાં માણસોને આપણે સંભારીએ છીએ તે બધાં જાણે ન મરી ગયાં હોય, તેવી જ રીતે સુખેથી જીવતાં હોય છે.

બચુ—તેજુ અમારી સાથે આવે છે?

પરી—ના, આ મુલાકાત તો તમારા કુટુંબના માણસોની જ થાય એ બરાબર છે. હું તમારાથી થોડે દૂર રહીશ.

એકદમ તમારી સાથે ઘૂસી જવું અસભ્ય ગણાય. એ લોકોએ અને નોતરૂં દીધું નથી.

બચુ—અમારે કયે રસ્તે જવાનું છે?

પરી—પણે, પે....લી બાજુ. તમે અત્યારે સ્મરણ-દેશના ઉંબરા ઉપર છો. તમે મણિને ફેરવશો કે તરત જ તમને એક ઝાડ દેખાશે. એના ઉપર એક પાટિયું હશે અને એના ઉપરથી તમને ખબર પડશે કે તમે તમારી જગ્યાએ પહોંચી ગયાં છો. પણ પાછું પોણા નવ વાગે તમારે આવવાનું છે એ ભૂલતાં નહિ, હો. એ ખૂબ જરૂરી છે. ઠીક, જાઓ ત્યારે. પણ ધ્યાન રાખજો. નહિ તો મોડું થશે ને બધો મામલો બગડી જશે. વારૂ જાઓ. [ મીની, કૂતરો, તેજુ વગેરેને બોલાવીને ] ચાલો ચાલો, તમે આ તરફ અને બાબી બચુ, તમે પેલી તરફ.......

[ તેજુ, કૂતરા વગેરે સાથે જમણી બાજુ જાય છે અને બાબી બચુ ડાબી બાજુએ જાય છે. ]

પડદો પડે છે.

## દૃશ્ય બીજું

### સ્મરણદેશ

[ ઘેરું ધુમ્મસ જણાય છે અને એમાં જમણી બાજુએ એક મોટા વડલાનું થડ દેખાય છે. તેના ઉપર એક પાટિયું મારેલું છે. આછું, ઝાંખું, નમતી સંધ્યાના જેવું અજવાળું દેખાય છે. બચુ અને બાબી વડના થડ પાસે ઉભાં છે. ]

બચુ—આ રહ્યું ઝાડ.

બાબી—હા; અને આ રહ્યું પાટિયું.

બચુ—પણ મને એ વંચાતું નથી. ઉભી રહે, હું જરા ઉપર ચડીને જાઉં. હા....એ જ છે; ને એમાં લખ્યું છે: ‘ સ્મરણદેશ. ’

બાબી—અહીંથી જ શરૂ થાય છે ?

બચુ—હા, અહીં જ એક ચોકડી કરી છે.

બાબી—સારૂં, પણ દાદાજી અને દાદીમા ક્યાં હશે ?

બચુ—ધુમ્મસની પાછળ હશે; આપણે તપાસ કરીએ.

બાબી—મને તો કશું દેખાતું નથી. અરે, મારા હાથ પગ પણ દેખાતા નથી! [ ધ્રૂજતી ] ઓ બા! મને તો ટાઢ વાય છે. મારે હવે આગળ આવવું નથી; મારે આ સફર કરવી નથી. મારે ઘેર જવું છે.

બચુ—ચાલ, ચાલ; ચૂપ રહે. હવે. એમ જલદેવીની જેમ ઘડી ઘડીમાં રોવે છે શું ? આવડી મોટી છોકરી

રડતી હશે ? જો, ધુમ્મસ ઓછું થતું જાય છે. એની પાછળ શું છે તે હમણાં જણાશે.

[ ધુમ્મસ ઘટતું જાય છે. પાતળું અને હલકું થઇ જઇ એ વિખેરાઈ જાય છે અને સાવ ઉડી જાય છે. ધીમે ધીમે અજવાળું સ્પષ્ટ થતું જાય છે, અને તેના તેજથી ઝાડીમાં એક નાની મજાની ઝૂંપડી દેખાય છે. ઝૂંપડી ઉપર ગાંડી વેલ જામેલી છે; બારણું ઉઘાડું છે; આંગણામાં એક બકરી બાંધેલી છે; એક બાજુ ગલગોટાના છોડ છે અને એક વાંસડા ઉપર પાંજરામાં પાળેલી કાળી મેના દેખાય છે. આંગણામાં પડેલા બે ખાટલાઓમાં બચુ બાબીના ઘરડા દાદાજી અને દાદીમા સૂતેલાં નજરે પડે છે. ]

બચુ—[ એકાએક એમને ઓળખીને ] અરે ! આ તો દાદાજી અને દાદીમા છે !

બાબી—[ તાળીઓ પાડતી ] હા, હા ! એ જ છે ને ? એ જ, એ જ !

બચુ—જાળવજે ! એ જીવતાં છે કે નહિ તેની હજુ ખાતરી નથી. ચાલ, આપણે પેલા ઝાડની પાછળ છૂપાઈ જઈએ.

[ એટલામાં તો દાદીમા આંખ ખોલે છે, આળસ મરડે છે અને જાગે છે. દાદાજી ધીમે ધીમે જાગીને ખાટલામાં બેઠા થાય છે. ]

દાદીમા—સાંભળ્યું કે ? મને એમ થાય છે કે જાણે આજે આપણાં બચુ બાબી આપણને મળવા આવશે.

દાદાજી—મનેય એમ લાગે છે કે જાણે એ આપણને સંભારતાં હોય.

દાદીમા—મને એમ થાય છે કે એ લોકો આટલામાં જ હશે, નહિ તો હરખનાં આંસુ અમસ્થાં મારી આંખોમાં આવે નહિ.

દાદાજી—ના, ના; એ લોકો દૂર હશે. હજુ સુધી મારામાં કંઈ ઉઠવાનું જોર જણાતું નથી.

દાદીમા—મને તો ચોક્કસ લાગે છે કે તેઓ આટલામાં જ છે. નહિ તો મારામાં ઉઠી શકાય એટલું જોર ક્યાંથી જણાય ?

બચુ અને બાબી—[ થડ પાછળથી એકદમ દોડી આવી ] આ રહ્યાં અમે, આ રહ્યાં ! દાદાજી, દાદીમા ! એ તો અમે છીએ ! અમે છીએ !

દાદાજી—હા....જોયું ? હું નહોતો કહેતો તને ? આજ આવવાં જ જોઇએ એમ મને લાગતું જ હતું.

દાદીમા—બચુ ! બાબી ! આવ્યાં બેટા ? [ઉભાં થવા જાય છે] અરે, મારાથી ચલાતું નથી; હજુ સુધી સાંધા અક-ડાઇ ગયેલા છે !

દાદાજી—[ ખોડાંગતા ખોડાંગતા આગળ વધતા ] મનેય એમ થાય છે. આ વડલા ઉપરથી પડી ગયો ત્યારથી લાક-ડાનો પગ લેવો પડ્યો છે તેનું એ જ દુઃખ છેને !

[ દાદાજી અને દાદીમા ખૂબ વહાલપૂર્વક બચુ બાબીને ખોળામાં બેસાડે છે, પંપાળે છે ને બચ્ચીઓ ભરે છે.]

દાદીમા—બચુ, તું તો બહુ મોટો થઇ ગયો !

દાદાજી—[ બાબીના વાળમાં આંગળાં ફેરવતાં ] અને આ બાબી ! જુઓ તો ખરા, એના વાળ કેટલા લાંબા વધી ગયા છે, ને મ્હોં ઉપર લાલી પણ કેટલી વધી ગઇ છે ?

દાદીમા—આવો બેટા, આવો. મારા ખોળામાં બેસો.

દાદાજી—ના, ના. અહીં આવોને !

દાદીમા—પહેલાં મારી પાસે આવો, બેટા ! હાં, તમારા બા બાપુ કેમ છે ?

બચુ—મજામાં છે, દાદાજી ! અમે ઘરમાંથી નીકળ્યાં ત્યારે તો એ ઊંઘતાં હતાં.

દાદીમા—[ એમની સામે તાકીતાકીને જોઇને અને ઉપરાઉપરી બચ્ચીઓ કરીને ] વાહરે પ્રભુ ! કેવાં મજાનાં, સરસ, સોહામણાં, ચોખ્ખાં છે ! તે તમને તમારી બાએ આટલાં સરસ નવરાવ્યાં છે ? ને તમારાં કપડાંમાં થીંગડાંય નથી ? તમને ખબર છે હું થીંગડાં દઈ દેતી તે ? તમે ઘણી વાર અમને મળવા આવતાં હો, તો ? અમને ઘણું ગમે છે. કેટલાય મહિના સુધી તમે અમને ભૂલી ગયાં છો. તમને કોઇને માયા જ નથી.

બચુ—દાદાજી ! અમે આવી શકીએ એમ છે નહિ; આજે તો વળી પરીબહેનને લીધે....

દાદીમા—જીવતાં લોકો મળવા આવે તેની અમે હમેશાં અહીં વાટ જોતાં હોઇએ છીએ, પણ કો'ક વખત જ એમને મળી શકાય છે. ગયે વખતે તમે ક્યારે અહીં આવ્યાં હતાં? ....હાં, બરાબર; બળેવના દહાડે તમે અહીં આવ્યાં હતાં.

બચુ—બળેવના દિવસે? એ દિવસે અમને બેઉને તાવ આવ્યો હતો, અને અમે ઘરની બહાર જ નીકળ્યાં નહોતાં!

દાદીમા—પણ તમે અમને યાદ કર્યાં હશે.

બચુ—હા, સાચું.

દાદીમા—ત્યારે, જ્યારે જ્યારે તમે અમને સંભારો છો ત્યારે ત્યારે અમે નિદ્રામાંથી જાગીએ છીએ અને તમને જોઇએ છીએ.

બચુ—તે બસ, એટલું જ કરવાનું........

દાદીમા—જા જા, તને એની તો ખબર છેને?

બચુ—ના, જરાયે નથી.

દાદીમા—[દાદાજીને] લે, આ તો માળું અજબ જેવું હો! એમને તો ખબર જ નથીને! તે એમને કાંઇ ખબર જ પડતી લાગતી નથી.

દાદાજી—આપણા વખતમાં હતું તેમનું તેમ હોય એમ લાગે છે. બીજાને વિષે જીવતા માણસોના ખ્યાલ હજુ સુધી બહુ ટૂંકા છે.

બચુ—તે, દિવસ રાત બધોય વખત તમે ઊંઘો જ છો?

દાદાજી—હા, બેટા, ઊંઘ્યા જ કરીએ; જીવતાં માણસો સંભારે ત્યારે અમે જાગીએ. જીંદગી પૂરી થાય ત્યારે નીંદર સારી આવે. બેટા! પણ વખતોવખત જાગવુંય ગમે તો ખરૂં.

બચુ—એટલે? ત્યારે તમે સાચેસાચ મરી નથી ગયાં?

દાદાજી—શું કહ્યું તેં? આ શું બોલે છે? કંઇ ન સમજાય એવા શબ્દો બોલે છે. એ કોઈ નવો શોધાયેલો શબ્દ છે?

બચુ—'મરી ગયાં' એમ બોલ્યો તે?

દાદાજી—હા, હા, એ જ. એનો અર્થ શો થતો હશે?

બચુ—એનો અર્થ તો એમ, કે માણસ જીવતો મટી જાય છે.

દાદાજી—વાહરે વાહ! લોકો કેવા મૂરખ લાગે છે!

બચુ—તમને અહીં ફાવે છે?

દાદાજી—હા; ફાવે છે. ઠીક છે. મારો હોકો અહીં હોત તો જરા વધુ ઠીક થાત.

બચુ—તમારો હોકો અહીં નથી?

દાદાજી—ના બેટા, ચલમ ફૂટી ગઇ છે.

દાદીમા—પણ તમે અહીં વારેવારે આવો, ને અમને મળી જતાં હો, તો તો અમને ઘણું ગમે, હો! યાદ છેને બચુ? ગયા વખતે મેં તમને સરસ જામફળની

કચુંબર કરી દીધી હતી તે? તેં તો એટલી બધી ખાધેલી કે માંદો પડેલો.

બચુ—પણ જાસફૂળ ખાધાંને તો મને એક વરસ થયું. અને આ વરસે તો જાસફૂળ આવ્યાં જ નથી!

દાદીમા—હવે ગાંડાં કાઢ મા, ગાંડાં! અહીં તો રોજ જોઇએ તેટલાં મળે છે.

બચુ—એ બાબત જુદી છે.

દાદીમા—શું? શું જુદી બાબત છે? તું મારા ખોળામાં બેઠો છે ને સાવ પાસે છે, ત્યાં જુદી બાબત શું હોય?

બચુ—[ પહેલાં દાદીમા સામે અને પછી દાદાજી સામે તાકીને ] દાદાજી! તમે એવા ને એવા જ છો; અને મા, તમેય જરાયે બદલાયાં નથી, હો! પણ પહેલા કરતાં મજામાં લાગો છો.

દાદાજી—બેટા! અહીં મજા જ છે; અમે હવે ઘરડાં થતાં અટકી ગયાં છીએ. પણ તમે....તું, કેટલો મોટો થતો જાય છે? જો, આ બારણા ઉપર તું ગયે વખતે બળેવ ઉપર આવ્યો હતો ત્યારે કેટલો ઉંચો હતો તેની નિશાની કરી હતી. જો હવે, કેટલો ઉંચો છે તે. [ બચુ બારણાની પાસે ઉભો થાય છે. ] ચાર આંગળ ઉંચો થઇ ગયો? બહુ વધ્યો! [ બાબી પણ બારણાની પાસે ઉભી થાય છે. ] અને તું તો બાબી! સાડાચાર આંગળ વધી ગઇ! તુંય તાડની જેમ વધે છે, હો!

માળાં કેવાં એકદમ વધે છે !

બચુ—[ આજુબાજુ બધે આનંદથી જોતો ] કશું બદલાયું નથી; બધું હતું તેમનું તેમ રહ્યું છે. જરા વધારે સરસ લાગે છે એ વાત સાચી. મેં લાકડી વડે ફોડી નાખેલી ગોળી પે....લી રહી !

દાદાજી—અને તું ઘોડો કરીને રમતો તે મારી આ લાકડી જોઇને ?

બચુ—અને તે દહાડો શારડી લઇને મેં બારણામાં બાકું પાડેલું તેયે આ રહ્યું.

દાદાજી—હા ભાઇ ! તુંયે બહુ તોફાન તો કરતો. આ આંબલીના ઝાડ ઉપર વાંદરાની જેમ ચડી ચડી કેટલા કાતરા તેં ખાધા છે ? હજુય કાતરા લટકે છે.

બચુ—પણ એ વખતના કરતાં મોટા છે, હો !

બાળી—અને આ રહી પેલી મેના ! હજુયે પહેલાંની જેમ ગાય છે કે ?

[ એકાએક મેના જાગી ઉઠે છે અને બુલંદ સ્વરે ગાવા મંડે છે ]

બચુ—જોયું ? એને સંભારી કે તરત જ એ તો.....
[ મેનાને જોતાં એને આશ્ચર્ય થાય છે; કારણ કે એ કાળી દેખાવાને બદલે નીલરંગી દેખાય છે. જાણે નીલપંખી ! ] પણ આ તો નીલરંગી છે. અરે ! આ જ નીલપંખી–પરીબહેનની પાસે અમારે આને જ લઈ જવાનું છે. દાદાજી !

અમને કહેતાયે નથી કે એ તો અહીં છે? સાચ્ચે, નીલમ રંગી છે; નીતર્યાં પાણી જેવું મજાનું લીલું છે તે. દાદાજી, મા! અમને એ આપોને?

દાદાજી—હા, લઇ જાઓ. [ દાદીમાને ] તારો શો મત છે?

દાદીમા—ભલેને લઈ જાય; આપણે એની કાંઈ જરૂર નથી. અહીં તો એ ઊંઘ્યા જ કરે છે. કોઇ દહાડો ગાતું કરતું નથી.

બચુ—હું એને મારા પાંજરામાં મૂકી દઉં! હાં, પણ મારૂં પાંજરૂં ક્યાં? અરે સાંભર્યું. પેલા ઝાડ પાછળ એ તો રહી ગયેલું. [ ઝાડ પાસે દોડી જાય છે; પાંજરૂં લાવે છે, અને મેનાને એમાં મૂકે છે. ] દાદાજી, સાચોસાચ અમને એ તમે દઇ દીધું? ખરેખર! પરીબહેન એવાં તો રાજી થશે! અને તેજુ પણ.

દાદાજી—જો, ભાઇ! આ પંખી માટે હું કાંઈ જોખમદાર નથી. ત્યાંની ધમાલવાળી દુનિયામાં એને નયે ફાવે, ને આ બાજુ વહેતી પહેલી જ પવનની લહેરખી ભેગું એ પાછું ઉડી આવે તો કાંઈ ના નહિ. તોય ઠીક, જોશું; હમણાં તો એને ત્યાં રાખ. અને આ બકરી તો જો!

બચુ—[ મધપૂડા તરફ જોઇને ] પેલો મધપૂડો હજુયે ત્યાં જ છે?

દાદાજી—હા, હજુ ત્યાં જ છે. ને પહેલાં કરતાં મોટોથયો છે.

બચુ—[ મધપૂડા પાસે જઇ ] હા, સાચું લાગે છે. અને આ બારમાસીનાં ફૂલો પણ કેવાં ખીલ્યાં છે? પેલા તુલસીના છોડ પણ ઠીક વધ્યા છે, હો! અને દાદાજી, મારી મરી ગયેલી બહેનો....એ પણ અહીં છે કે?

બાબી—અને મારા ત્રણ નાના ભાઈઓ....એ કયાં છે?

[ તરત જ સાત નાનાં બાળકો 'સા, રે, ગ, મ, પ, ધ, ની'ની જેમ ઝૂંપડામાંથી બહાર નીકળી આવે છે. ]

દાદીમા—આ રહ્યાં એ. એ તો તમે એને સંભારો, કે એની વાતો કરો એટલે આવીને ઉભાં જ રહે, મારાં વા'લાં!

[ બચુ બાબી એમનાં ભાઇ બહેનોને જોઇ ખૂબ તાનમાં આવી જાય છે. બધાં આનંદથી ઉછળે છે, કૂદાકૂદ કરે છે, બૂમો પાડે છે, અને એકએકને વહાલમાં વળગી પડે છે. ]

બચુ—ઓહો ઇન્દુ! તું છે કે? [ એકબીજાના વાળ પકડે છે ] પહેલાંની જેમ આપણે બાઝવું પડશે ના? અને બિપિન, તુંય છે કે? અને નટુ, પેલો તારો મોટો ભમરડો કયાં ગયો? ને આ બધાં, ટીકુ ને બકુ ને જશી ને આ નાની બચી!

બાબી—હા, અલી બચલી, મારી બચી. હજુ સુધીયે એ પહેલાંની જેમ ચારે પગે જ ચાલે છે?

દાદીમા—હા, બેટા; એ મોટી થતી અટકી ગઇ છે.

બચુ—[ આજુબાજુ કૂદતા નાના કુરકુરિયાને જોઇને ] આ તો પેલું, કાળુડીનું કાબરૂં ગલૂડિયું! એને હું નાની

અમને કહેતાયે નથી કે એ તો અહીં છે? સાચ્ચે, નીલમ રંગી છે; નીતર્યાં પાણી જેવું મજાનું લીલું છે તે. દાદાજી, મા! અમને એ આપોને?

દાદાજી—હા, લઇ જાઓ. [ દાદીમાને ] તારો શો મત છે?

દાદીમા—ભલેને લઈ જાય; આપણે એની કાંઈ જરૂર નથી. અહીં તો એ ઊંઘ્યા જ કરે છે. કોઇ દહાડો ગાતું કરતું નથી.

બચુ—હું એને મારા પાંજરામાં મૂકી દઉં! હાં, પણ મારૂં પાંજરૂં ક્યાં? અરે સાંભર્યું. પેલા ઝાડ પાછળ એ તો રહી ગયેલું. [ ઝાડ પાસે દોડી જાય છે; પાંજરૂં લાવે છે, અને મેનાને એમાં મૂકે છે. ] દાદાજી, સાચોસાચ અમને એ તમે દઇ દીધું? ખરેખર! પરીબહેન એવાં તો રાજી થશે! અને તેજુ પણ.

દાદાજી—જો, ભાઇ! આ પંખી માટે હું કાંઈ જોખમદાર નથી. ત્યાંની ધમાલવાળી દુનિયામાં એને નયે ફાવે, ને આ બાજુ વહેતી પહેલી જ પવનની લહેરખી ભેગું એ પાછું ઉડી આવે તો કાંઈ ના નહિ. તોય ઠીક, જોશું; હમણાં તો એને ત્યાં રાખ. અને આ બકરી તો જો!

બચુ—[ મધપૂડા તરફ જોઇને ] પેલો મધપૂડો હજુયે ત્યાં જ છે?

દાદાજી—હા, હજુ ત્યાં જ છે. ને પહેલાં કરતાં મોટો થયો છે.

બચુ—[ મધપૂડા પાસે જઇ ] હા, સાચું લાગે છે. અને આ બારમાસીનાં ફૂલો પણ કેવાં ખીલ્યાં છે ? પેલા તુલસીના છોડ પણ ઠીક વધ્યા છે, હો ! અને દાદાજી, મારી મરી ગયેલી બહેનો....એ પણ અહીં છે કે ?

બાબી—અને મારા ત્રણ નાના ભાઈઓ....એ ક્યાં છે ?

[ તરત જ સાત નાનાં બાળકો ‘ સા, રે, ગ, મ, પ, ધ, ની ’ ની જેમ ઝૂંપડામાંથી બહાર નીકળી આવે છે. ]

દાદીમા—આ રહ્યાં એ. એ તો તમે એને સંભારો, કે એની વાતો કરો એટલે આવીને ઉભાં જ રહે, મારાં વા’લાં !

[ બચુ બાબી એમનાં ભાઇ બહેનોને જોઇ ખૂબ તાનમાં આવી જાય છે. બધાં આનંદથી ઉછળે છે, કૂદાકૂદ કરે છે, બૂમો પાડે છે, અને એકએકને વહાલમાં વળગી પડે છે. ]

બચુ—ઓહો ઇન્દુ ! તું છે કે ? [ એકબીજાના વાળ પકડે છે ] પહેલાંની જેમ આપણે બાઝવું પડશે ના ? અને બિપિન, તુંય છે કે ? અને નટુ, પેલો તારો મોટો ભમરડો ક્યાં ગયો ? ને આ બધાં, ટીકુ ને બકુ ને જશી ને આ નાની બચી !

બાબી—હા, અલી બચલી, મારી બચી. હજુ સુધીયે એ પહેલાંની જેમ ચારે પગે જ ચાલે છે ?

દાદીમા—હા, બેટા; એ મોટી થતી અટકી ગઇ છે.

બચુ—[ આજુબાજુ કૂદતા નાના કુરકુરિયાને જોઇને ] આ તો પેલું, કાળુડીનું કાબરૂં ગલૂડિયું ! એને હું નાની

ગાડીએ જોડતો. એ પણ એવું ને એવું જ બરાબર છે.

દાદાજી—અહીં કશું જ બદલાતું નથી; કશો જ ફેરફાર થતો નથી.

બચુ—ટીકુના ગાલ પર ખીલ થયેલો તે પણ એવો જ છે.

દાદીમા—હવે એ જવાનો નહિ.

બચુ—પણ આ બધાં બહુ સરસ ને તાજાંમાજાં લાગે છે, હો. એમના મોઢાં ઉપર કેટલું તેજ છે ? અહીં ખાવાપીવાની લહેર લાગે છે, હો !

દાદીમા—જીવવું બંધ કર્યા પછી એમનાં શરીર વધુ સરસ થયાં છે. અહીં તો કાંઈ ભય હોતો નથી. કોઇ દિવસ કોઇ માંદું થતું નથી અને તેથી કાંઇ ફિકર ચિંતા હોતી નથી.

[ એટલામાં ટન, ટન, ટન, ટન, ટન, ટન, ટન, ટન, એમ ઘડિયાળના આઠ ટકોરા સંભળાય છે. ]

દાદીમા—[ અચંબાથી ] એ શું થયું ?

દાદાજી—કાંઇ ખબર પડી નહિ; કદાચ ઘડિયાળના ટકોરા થયા હોય.

દાદીમા—હોય નહિ, કોઇ દિ' તો થતા નથીને ?

દાદાજી—એનું કારણ તો એ હોય કે આપણને કોઇ દહાડો વખત વિષે વિચાર આવતો નથી. કોઇને વખત વિષે હમણાં વિચાર આવ્યો હતો ?

બચુ—હા, મને હમણાં જ આવ્યો. કેટલા વાગ્યા હશે ?

દાદાજી—એ તો શી ખબર પડે ? વખતની ખબર કેમ પડે એ તો હું ભૂલી ગયો લાગું છું. હા, આઠ ટકોરા થયા એટલે હું ધારૂં છું કે જેને તમે લોકો આઠ વાગ્યા કહો છો, એ થયા હશે.

બચુ—સારે પોણા નવે તેજુ પાસે પહોંચવાનું છે. પરીબહેને કહ્યું છે. બહુ જરૂરી છે, અમે જઈએ.

દાદીમા—એમ એકદમ અમને મૂકીને ચાલ્યાં ન જવાય; રાંધેલું તૈયાર છે એટલે વાળુ કરીને જાઓ. બાજરાના રોટલા, ખીચડી ને શકરિયાંનું શાક: બધું તૈયાર છે.

[ બધાં સળીને ઝૂંપડીમાંથી ખાવાનું અને થાળીવાટકા કાઢેછે, અને થાળીવાટકા ગોઠવે છે. ]

બચુ—ઠીક થયું હાં દાદાજી, મને નીલપંખી મળી ગયું તે ! કેટલાય દિવસ થયાં શકરિયાનું શાક તો ખાધું જ નથી; મુસાફરીએ નીકળ્યાં ત્યારનું. રસ્તામાં ક્યાંઇ મળ્યું નથી.

દાદાજી—બચ્ચાંઓ ! બેસી જાઓ; તમારે થોડી વારમાં જ જવું છે એટલે જરા જલદી કરીએ; સૌ પોતપોતાને ભાણે બેસી જાઓ.

[ દાદીમા કોડિયું પેટાવે છે અને પીરસે છે. બધાં અડોઅડ ભાણાં રાખી જમવા બેસે છે અને આનંદની લહેરથી હસાહસ કરે છે. ]

બચુ—[ ખૂબ ખૂબ ખાતાં ] અરે, શાક તો બહુ અચ્છું બન્યું છે, ભારે લહેજતદાર છે ! મારે હજુ જોઇએ....

[ પોતે જ એઠા હાથે તપેલામાંથી શાક લે છે. ]

દાદાજી—અલ્યા, તું તો સાવ પહેલાંના જેવો ગોબરો ને ઉતાવળિયો જ રહ્યો ! એમ એઠા હાથે લેવાતું હશે ?

બચુ—[ સ્વાદના સીસકારા બોલાવતો ] બહુ મજાનું છે હો ! હજુ જોઇએ.

[ એમ કહીને એ તપેલામાંથી ઉતાવળે શાક લેવા જાય છે અને ઉતાવળમાં આખું તપેલું ઉંધું વળી જાય છે. ગરમાગરમ શાક છોકરાંના પગ ઉપર પડે છે અને દાઝવાની ચીસો સંભળાય છે. ]

દાદીમા—જો, કર્યું ભગાના ભાઇ જેવું !

દાદાજી—[ બચુને એક ધોલ ખેંચી કાઢી ] સાવ વાંદરા જેવો જ રહ્યો તું !

બચુ—[ વાગવાથી ક્ષણભર સ્તબ્ધ થઇ જાય છે, પણ તરત જ આનંદથી પોતાના ગાલ ઉપર હાથ મૂકે છે ] દાદાજી, તમે જીવતા હતા ત્યારે જેવી પડતી એવી જ આ છે હો ! એ બહુ મીઠી લાગતી અને આનોય સ્વાદ એવો જ છે.

દાદાજી—માળો લુચ્ચો ! દઉં બીજી વધારે જોઇતી હોય તો.

[ સાડા આઠનો ટકોરો સંભળાય છે.]

બચુ—[ ચમકીને ] સાડા આઠ થયા. [ ભાણા ઉપરથી ઉભો થઇ જાય છે. ] બાબી ! આપણે હવે થોડો જ વખત રહ્યો છે, હો.

દાદીમા—અરે ! થોડી વાર તો રોકાઓ. આમ ભાગાભાગ

શું કરો છો ? કાંઈ ઘેર આગ લાગી નથી. કેટલેય દિવસે કો'ક દહાડો આવો છો.

બચુ—ના, એમ રોકાવાય નહિ. તેજુબહેન રાહ જોતાં હશે. અને વખતસર પહોંચી જવાનું મેં એમને કહ્યું છે. ચાલ બાળી, ચાલ.

દાદાજી—તોબાહ, તમે જીવતાં લોકો તો બહુ દોડાદોડ ને ધમાલ કરો નાહકની! મને તો કંટાળો આવે.

બચુ—[ પાંજરું લઈ અને બધાંને સલામ કરી ] આવજો, દાદાજી. દાદીમા! જાઉં છું હો! ઠીક ત્યારે જશી, ઇન્દુ, નટુ, બિપિન બધાં આવજો, હો! અને બચલી! તું પણ આવજે હો. ચાલો ત્યારે દાદીમા! એમ આંસુ ન લાવો. અમે ઘણી વાર પાછાં આવશું.

દાદીમા—દરરોજ આવતાં હો તો મને ગમે.

બચુ—દાદીમા! બનશે તેટલી વાર જરૂર આવશું.

દાદીમા—તમે અમને સંભારો અને અમે તમને જોઈએ એ એક જ મજા અમારે અહીં છે.

દાદાજી—હા, બીજું કાંઈ અહીં છે નહિ.

બચુ—ત્યારે જઈએ. મારું પાંજરું? મારું પંખી?

દાદાજી—[ પાંજરું આપતાં ] લે, આ રહ્યું. જો ભાઈ, એની મને બરાબર સૂઝ પડતી નથી. એનો રંગ તમારે જેવો જોઈએ એવો નયે હોય....

બચુ—આવજો, આવજો!

બધાં ભાંડુઓ—આવજો બચુભાઇ! આવજો બાબીબેન! આવજો, હો કે! ચોક્કસ!

[ બચુ અને બાબી ધીમે પગલે ચાલ્યાં જાય છે. અને એ લોકો એમને હાથ હલાવી વિદાય આપે છે. પણ છેલ્લાં 'આવજો' 'આવજો' વખતે તો પાછું દૃશ્યની શરૂઆત વેળાનું ધુમ્મસ છવાઇ જાય છે અને બચુ બાબી એકલાં જ વડના થડની પાસે ઉભાં હોય છે; બીજું કાંઇ જણાતું નથી. ]

બચુ—આ રસ્તે જવાનું, બાબી!

બાબી—તેજુ ક્યાં છે?

બચુ—મને ખબર નથી. [પાંજરાના પંખી ઉપર નજર પડતાં] પણ બાબી! આ પંખી નીલરંગી નથી; બદલાઈ ગયું લાગે છે! સાવ કાળુંમશ છે!

બાબી—ભાઇ, મને તો ટાઢ વાય છે અને બીક લાગે છે; મારો હાથ ઝાલને?

પડદો પડે છે.

# અંક ત્રીજો

## દૃશ્ય પહેલું

### રાત્રિનો મહેલ

[ એક અત્યંત વિશાળ અને ભવ્ય ઓરડો છે; અદ્‌ભુત છે. કાળા આરસના, અકીકના અને અણનુસના ચોસઠ તો થાંભલા છે. જમણે પડખે અને ડાબે પડખે બન્ને બાજુએ જાડાં, કાળાં, કાંસાનાં બારણાં છે. પછવાડે એક મોટું પિત્તળનું ગર્ભદ્વાર છે. આ અજવાળા સિવાય બધું અંધારૂંઘોર લાગે છે. પડદો ઉઘડે છે ત્યારે રાત્રિ લાંબાં કાળાં વસ્ત્રો પહેરીને એક હીંચકા ઉપર આડી પડેલી દેખાય છે. એની એક બાજુએ ભરનિદ્રામાં મંદ હસતું, તદ્દન ઉઘાડું અને ફૂલસમું સુકુમાર બાળક સૂતું છે. અને બીજી બાજુએ પગથી માથા સુધી બુરખો પહેરેલું એક બીજું બાળક સાવ સ્થિર બેઠેલું છે.

જમણી બાજુએથી મીની પ્રવેશ કરે છે. ]

રાત્રિ—કોણ જાય છે, એ ?

મીની—[ ધીમે ધીમે પાસે આવીને ] એ તો હું છું, બા.... હું તો થાકી ગઈ છું, બા !

રાત્રિ—શું છે બેટા ? તું તો સાવ પાતળી ને ફિક્કી પડી ગઈ ! ને આ આખા ડિલ ઉપર કાદવ કેમ છંટાઈ ગયો છે ? કે પછી વરસાદમાં છાપરાં ઉપર કોઇની સાથે તકરાર કરી છે ?

મીની—ના ના, તકરારની કાંઇ વાત નથી........પણ આપણો આખો ભેદ, આખું રહસ્ય ખુલ્લું થઇ જવાનું જોખમ છે. આપણા સર્વનાશની શરૂઆત થઇ ચૂકી છે. તમને ચેતવણી આપવા માટે થોડીક મિનિટો હું છટકી ગઇ છું. પણ....

રાત્રિ—પણ છે શું ? કહે તો ખરી ?

મીની—પેલા બચુની વાત તો મેં તમને કરી હતી; અને એની પાસે પેલો દિવ્ય પારસમણિ છે એ પણ કહ્યું હતું. તે....એ લઈને એ આજે તમારી પાસેથી નીલપંખી માગવા આવવાનો છે.

રાત્રિ—એની પાસે હજુ તો એ છે નહિને....

મીની—પણ આપણે કોઈ કાંઇ કરશું નહિ તો પછી એ થોડા વખતમાં એના હાથમાં આવવાનું. વાત આમ છે: તેજુ આપણને સહુને દગો દઇને એના ભેગી ભળી ગઇ છે, અને એને મારગ બતાવે છે. હવે એ

તેજુને એમ ખબર પડી છે કે સાચું નીલપંખી જે દિવસના પ્રકાશમાં પણ જીવી શકે તે, સ્વપ્નાનાં નીલ-પંખીઓ જેઓ ચંદ્રકિરણો ઉપર જીવે છે અને સૂર્યને દેખતાં જ મરી જાય છે, એમના ભેગું અહીં છૂપેલું છે. તેજુ પોતે સમજે છે કે તમારા મહેલને ઉંબરે ચડવાની પણ એને રજા નથી. અને એટલે તો એ આ બાળકોને મોકલે છે; અને તમારા ભેદોનાં બારણાં ખોલતાં તમે માણસને તો અટકાવી શકો એમ છો નહિ! એટલે આનું પરિણામ શું આવશે એ વિચાર મને ભયંકર લાગે છે. ધારો કે દુર્ભાગ્યે એ લોકોને કોઇ પણ રીતે સાચું નીલપંખી હાથ લાગે, તો પછી આપણે માટે તો ભાગી જવા સિવાય બીજો કોઈ રસ્તો જ દેખાતો નથી!

રાત્રિ—ઓ ભગવાન! કેવો જમાનો આવ્યો છે? એક ઘડીનીયે નિરાંત મળતી નથી. છેલ્લાં કેટલાંક વરસોથી તો આ માણસોની બધી પ્રવૃત્તિ મને સાવ જુદા જ પ્રકારની લાગે છે. કાંઇ કળાતું જ નથી, એ તે કરવા શું માગે છે! એને શું બધું જ જાણવું છે? બધું જ ઓળખવું છે? અત્યાર સુધીમાં મારા ભેદોમાંથી ત્રીજો ભાગ તો એમણે હાથ કરી લીધો છે. મારા બધા ભયભૈરવો એનાથી બ્હીએ છે અને ઘર છોડીને બહાર નીકળતા નથી; મારાં પિશાચપ્રેતો બધાં ભાગી

ગયાં છે, અને મોટા ભાગના મારા રોગો પોતે જ સાંદા થઇ ગયા છે....

સીની—મને ક્યાં ખબર નથી આ બધી અવદશાની, બા ! બધુંયે હું તો જાણું છું. પણ જમાનો આકરો આવ્યો, અને માણસ સામેના યુદ્ધમાં આપણે લગભગ એકલાં પડી ગયાં....મને એ લોકોનાં પગલાંનો અવાજ સંભળાય છે. મને તો આમાં એક જ ઉપાય સૂઝે છે. એ લોકો બાળકો છે એટલે આપણે એમને એવાં બ્હીવરાવવાં, કે એ લોકો બ્હી જાય; અને આ પાછળનું મોટું બારણું કે જેની પાછળ ચંદ્રપંખીઓ છે એ તેઓ ઉઘડાવે જ નહિ ! બીજી ગુફાઓ બતાવશું એટલે એ એટલાં બ્હી જશે કે પછી એ જોવાની હઠ જ નહિ કરે....

રાત્રિ—[ બહારથી અવાજ સાંભળીને ] શાનો અવાજ છે ?.... સીની, બહુ જણાં છે ?

સીની—ના ના. કાંઇ બહુ નથી. રોટલો ને સાકર છે. જલદેવીની તબિયત બરાબર નથી અને અગ્નિ આવી શક્યો નથી, કારણ કે એ તેજુનો સગો થાય છે. આમાં ખાસ તો એક કૂતરો એવો છે કે જે આપણા પક્ષમાં નથી; અને એને દૂર રાખવો એ બહુ મુશ્કેલ છે.

[ જમણી બાજુએથી ડરતાં ડરતાં ધીમેથી બચુ, બાબી, રોટલો, સાકર અને કૂતરો પ્રવેશ કરે છે. ]

મીની—[ બચુ પાસે દોડી જોઈને ] આ રસ્તે, ભાઈ ! આ રસ્તે પધારો. મેં તમારા વિષે રાત્રિબહેનને વાત કરી દીધી છે; અને તમે આવ્યા છો એટલે એ બહુ રાજી થયાં છે. આજે જરા એમની તબિયત ઠીક નથી, નહિ તો એ તમને સામાં તેડવા આવવાનો વિચાર કરતાં હતાં.

બચુ—રાત્રિબહેન ! નમસ્તે.

રાત્રિ—આવો ભાઈ.

બચુ—બહેન ! આ બે ભાઈઓ કોણ છે ? તમારાં બાળકો છે ? બહુ મજાનાં છે હો !

રાત્રિ—આ નીંદર છે.

બચુ—એનું શરીર બહુ સરસ છે, હો !

રાત્રિ—હોય જ ને ! એ ઊંઘ્યા જ કરે છે.

બચુ—અને આ બીજો કોણ છે ? આખા શરીર ઉપર પડદો કેમ નાખેલ છે? તબિયત ઠીક નથી? શું નામ છે એનું ?

રાત્રિ—એ તો નીંદરની બહેન છે....એનું નામ કહેવું ઠીક નથી.

બચુ—એમ કેમ ?

રાત્રિ—એ સાંભળવું ગમે એવું નથી....પણ મેલોને હવે એ વાત ! બીજી કાંઈક વાત કરો. ને આ મીની કહે છે કે તમે અહીં નીલ પંખીની તપાસ કરવા આવ્યા છો, એ સાચું છે ?

બચુ—હા બહેન, એ સાવ સાચી વાત છે....એ ક્યાં છે તે કૃપા કરીને કહેશો ?

રાત્રિ—બેટા ! એની મને શી ખબર ? એ અહીં મારે ત્યાં તો નથી એ વાત સાચી છે. મેં તો કોઇ દિવસ એને દીઠુંયે નથી.

બચુ—હા હા, તેજુ તો મને એમ કહેતી હતી કે એ અહીં પહેલાં આવી ગઇ છે; અને તેજુ એમ કાંઈ વગરવિચાર્યું બોલે નહિ. કૃપા કરીને આપની ચાવીઓનો ઝૂડો મને સોંપશો ?

રાત્રિ—બેટા ! તું બાળક છો; એમ મારી ચાવીઓનો ઝૂડો દેવાય જ નહિ....પ્રકૃતિ–કુદરતના ભેદોની હું રક્ષણ કરનારી છું, અને કોઇનેય તે ખુલ્લા કરવાની મને સખત મનાઇ છે. અને તેમાંય બાળકને તો નહિ જ!

બચુ—જ્યારે માનવ તમારી પાસેથી એ માગે ત્યારે તમારાથી ના પડાય જ નહિ....મને ખબર છે....

રાત્રિ—એવું કોણે કહ્યું તને ?

બચુ—તેજુ....

રાત્રિ—[ વચ્ચે જ ] પાછી તેજુ! ઘડીએ ને પગલે તેજુ? એ તે કેવી છે મોઇ, જ્યાં ને ત્યાં આડી ને આડી ?

કૂતરો—ભાઇ, મોટાભાઈ! આ બહુ ડબડબ કરે છે તે એની પાસેથી બળજોરીથી આંચકી લઉં ?

બચુ—ચૂપ, મૂંગો રહે! અને કાંઇક વિનય શીખ. [રાત્રિને]

બહેન, આપ કૃપા કરીને એ ઝૂડો મને આપશો તો ઉપકાર થશે.

રાત્રિ—તમને ખબર છે એ ક્યાં છે ?

બચુ—[ પોતાની ટોપીએ હાથ અડકાડી ] આ મણિ જોયો ?

રાત્રિ—[ પોતાનું કાંઇ ચાલશે નહિ એમ સમજી જઇ ] ઠીક ત્યારે, આ રહી એ ચાવીઓ; એનાથી આ મહેલનાં બધાં બારણાં ખુલી શકશે; ને તમને કાંઈ સારૂંમાઠું થાય તો ભાઈ, મારે માથે નહિ હો !

રોટલો—[ બહુ ગભરાઇ જઇને ] એમાં કાંઈ એવું ડરવા જેવું તો નથીને ?

રાત્રિ—ડરવા જેવું ? અરે, એ તો આ બધાં અંધાર બારણાં ઉઘડશે ત્યારે ખબર પડશે. દરેક ઓરડામાં શું શું ભરેલું છે તેની તમને ક્યાં ખબર છે ? દુનિયાની શરૂઆત થઇ ત્યારથી જીંદગીને હેરાન પરેશાન કરી મૂકનાર એકેએક કષ્ટ, એકેએક રોગ, દુઃખ, આધિ, વ્યાધિ ને ઉપાધિના બધા અગણિત પ્રકારો એમાં ખીચોખીચ ભરેલા છે. વિધિ–નસીબની મદદથી એમને અંદર પૂરતાં મને આંખે પાણી આવ્યાં'તાં; અને એ બધાં એવાં ખેપાની છે કે એમને અંદર પણ સીધાં રાખતાં મને ઘણી તકલીફ પડે છે! એમાંનું કોઇ છટકી જઇને ધરતી ઉપર દેખા દે છે ત્યારે શું થાય છે એ તો તમે જાણો જ છો....

રોટલો—રાત્રિબહેન ! હું વયોવૃદ્ધ છું, અનુભવી છું; અને આ બે બાળકો તરફ મને અનન્ય ભક્તિભાવ છે. એટલે મારે સ્વાભાવિક રીતે એમના જાનમાલની સહી-સલામતીનો વિચાર કરવો જોઇએ. એમ માનો કે....

રાત્રિ—શું ?

રોટલો—કાંઇ આફત આવી પડી તો એમાંથી બચવાનો શો માર્ગ છે ?

રાત્રિ—બચવાનો એકે માર્ગ નથી.

બચુ—[ ચાવી લઇને એક બારણા પાસે જાય છે. ] ચાલો ત્યારે, અહીંથી શરૂઆત કરીએ. આમાં શું છે ?

રાત્રિ—મને લાગે છે કે એમાં પ્રેત છે. કેટલાય દિ' થયાં મેં એ ખોલ્યું નથી ને તેઓ બહાર નીકળ્યાંયે નથી.

બચુ—[ તાળામાં ચાવી નાખી ] જોઇએ, શું છે. [ રોટલાને ] કાં, નીલ પંખી રાખવાનું પાંજરૂં તો તારી પાસે છે ના ?

રોટલો—[ ધ્રૂજતો ધ્રૂજતો ] મને કાંઇ બીક નથી લાગતી, પણ ભાઇ ! હું કહું છું....હું એમ કહું છું ભાઇ ! કે....આપણે આ બારણું ન ખોલીએ પણ એની તડ-માંથી જરા જોઈ લઇએ, તો ?

બચુ—મારે તારૂં ડહાપણ નથી જોઈતું.

બાબી—[ એકદમ રોવા માંડીને ] ઓય મા! મને તો બીક લાગે છે. સાકર ! તું ક્યાં છે ? મારે ઘેર જવું છે.

સાકર—[ માયાભરી મીઠાશથી ] આ રહી હું બહેન ! અહીં

જ છું ને ? એમ રોવાય નહિ. જો ખાવી હોય તો મારી એક આંગળી તોડીને દઉં; બહુ મજા આવશે.

બચુ—ચૂપ રહો બધાં !

[ બચુ તાળું ઉઘાડે છે અને સાવધાનીથી બારણું ખોલે છે. એકાએક જુદા જુદા વિચિત્ર રૂપવાળાં પાંચ છ પ્રેતો બહાર આવે છે અને બધી બાજુએ ફરી વળે છે. બાબી બીકથી રાડો નાખે છે; ડરનો માર્યો રોટલો પાંજરું ફેંકી દે છે, અને આજુબાજુ છૂપાઇ જવા માટે ફાંફાં મારે છે. રાત્રિ પ્રેતોને પકડી લેવા મથે છે.]

રાત્રિ—[ બચુને બૂમો પાડી ] એ ભાઇ ! એને બંધ કરી દો; જલદીથી બારણાં વાસી દો ! નહિ તો એ બધાંય બહાર છટકી જશે અને પાછાં હાથમાં જ નહિ આવે. જ્યારથી માણસ એમનાથી બ્હીતો બંધ થયો ત્યારથી એ બહુ ખીજાયેલાં રહે છે.

[ રાત્રિ પ્રેતોની પાછળ દોડે છે અને સર્પોના બનેલા એક ચાબખાની મદદથી એમને એમની કોટડીમાં ધકેલી દેવા પ્રયત્ન કરે છે. ]

રાત્રિ—અરે મને કોઈ મદદ તો કરો ?

બચુ—[ કૂતરાને ] એઇ, જાઓ, એને પકડવામાં મદદ કરો.

કૂતરો—[ કૂદતો ભસતો ] ભસ, ભસ, ખસ, ખસ !

બચુ—રોટલા ! અરે તું છે ક્યાં ?

રોટલો—[ રોતલ અવાજે ] આ રહ્યો ભાઇ ! આ બધાં બહાર છટકી ન જાય એનું ધ્યાન રાખતો હતો.

[ એવામાં એક પ્રેત એની તરફ ધસે છે, એટલે એ ભાઈ ચીસેચીસ પાડતા આખા ઓરડામાં દડબડ દડબડ કરતા નાસભાગ કરે છે. ]

રાત્રિ—[ ત્રણ પ્રેતને ડોકથી પકડી ઝાલી ] આમ, મહેરબાનો આ બાજુ. [ બચુને ] જરાક બારણું ખોલો. [ એ ત્રણને અંદર ધકેલી દે છે. ] હાશ, આ તો પત્યાં ! [ કૂતરો બીજાં એને પકડી લાવે છે. ] ચાલો, તમેય પહોંચી જાઓ તમારી જગ્યાએ; જાઓ ! [ પૂરી દઈને બારણું બંધ કરે છે. ]

બચુ—[ બીજા બારણા પાસે જઈને ] આમાં શું છે ?

રાત્રિ—એ બધું જાણ્યે શો ફાયદો ? જાવા દોને, મારા ભાઇ ! મેં તમને કહી ન દીધું કે નીલ પંખી અહીં નથી ? છતાં જોવું હોય તો તમારી મરજી. ખોલો બારણું, એમાં બધા વ્યાધિઓ–રોગો છે.

બચુ—[ તાળામાં ચાવી નાખી ] ઉઘાડતી વખતે બહુ સાવધ રહેવું પડશે કે ?

રાત્રિ—ના, આમાં ખાસ કાંઈ વાંધો આવે એમ નથી. એ બિચારા બહુ શાંત છે. હવે એ લોકોની પડતીના દહાડા છે. થોડા વખતથી માણસે એટલા જોરશોરથી એની સામે મોરચા માંડ્યા છે કે વાત ન પૂછો ! ખાસ કરીને આ જંતુઓની શોધ પછી તો એમનું બહુ ચાલતું નથી. ખોલો, જુઓ.

[ બચુ બારણાં તદ્દન ખુલ્લાં કરી દે છે. કોઇ બહાર આવતું નથી. ]

બચુ—એ બહાર નીકળતા નથી ?

રાત્રિ—મેં તમને કહ્યુંને કે એ લોકો બિચારા બહુ દબાઇ ગયા છે અને નમાલા બની ગયા છે. દાક્તરો અને વૈદ્ય હકીમો એમની પાછળ પડ્યા છે! અંદર જઈને જુવોને તમારી મેળે.

[બચુ અંદર જાય છે અને તરત જ બહાર આવે છે.]

બચુ—નીલ પંખી આમાં નથી. આ બધા રોગો બહુ માંદલા જેવા લાગે છે. ઉંચું જોવાની પણ તાકાત લાગતી નથી.

[એક નાનકડો રોગ અંદરથી બહાર નીકળે છે અને ઓરડામાં આંટા મારવા લાગે છે. એણે મોજાં અને ગંજીફરાક પહેર્યાં છે અને સાથે રૂમાલ વીંટેલો છે.]

બચુ—જુઓ, આ કોઇ નાનો રોગ છટકી જાય છે. એ કોણ છે?

રાત્રિ—એ તો બહુ નાનો છે. એ શરદી-સળેખમ છે. એ હજુ સુધી ઠીક જોરમાં છે. [એને બોલાવીને] અહીં આવ બેટા! એમ અધીરો ન થા. હજુ શિયાળા સુધી તારે થોભવાનું છે.

[શરદી-સળેખમ, છીંકો અને ઉધરસ ખાતું અને નાક લ્હોતું પાછું અંદર પેસી જાય છે, એટલે રાત્રિ બારણું બંધ કરી દે છે.]

બચુ—[બીજે બારણે જઇ] ચાલો, આમાં જોઇએ. આમાં શું છે?

રાત્રિ—સાચવજો હો, એમાં યુદ્ધો અને લડાઇઓ છે. હમણાં હમણાં એ લોકો હમેશ કરતાં વધારે ભયાનક અને જોરાવર થયાં છે. એમાંનું એક જો બહાર છટકી જાય તો 'તોબાહ' પોકરાવી દે એમ છે. સદ્‌ભાગ્યે સહુ જાડાં અને ભારે છે અને તેથી ધીમેથી ચાલી શકે છે. અમે બધાં જરૂર પડે તો એકીસાથે બારણું ધકેલીને બંધ કરવા માટે તૈયાર થઇને રહીએ છીએ; એટલામાં તમે અંદર જોઇ લ્યો.

[ બહુ જ સાવધાનીથી બચુ એક જરા...ક બારણું ઉઘાડે છે અને અંદર ડોકું નાખે છે. એકદમ બહાર આવીને બૂમ પાડે છે. ]

બચુ—જલદી કરો ! જોરથી બારણું બંધ કરજો. એ મને જોઈ ગયાં છે અને આ બાજુ આવે છે. બહુ બળવાન છે !

રાત્રિ—આવો, બધાં ભેગાં મળીને બારણું બંધ કરાવો. બધાંય જોર કરો. એ રોટલા ! શું કરે છે ? આમ આવ. બધાં ધકેલો. બાપરે ! માળાં બહુ જોરાવર છે. હા....શ, ચાલો પત્યું. બારણું બંધ તો થયું. બચુ તેં એમને જોયાં ?

બચુ—હા હા. બહુ મોટાં અને ભયંકર છે. એમની પાસે નીલ પંખી હોય એમ લાગતું નથી.

રાત્રિ—ના ના, નથી જ. એમની પાસે નીલ પંખી આવે

તો એનેય ખાઇ જાય એવાં એ બધાં છે. ઠીક, પણ હવે તું ધરાયો કે નહિ ? આમાં કાંઇ વળે એમ નથી.

બચુ—ના, પણ મારે બધુંય-જરાયે જરા-જોવું છે. તેજુએ મને કહ્યું છે.

રાત્રિ—તેજુએ તને કહ્યું છે ? ઠીક. કહે જ ને બાઇ-સાહેબ ! એને તો ત્યાં જ રહેવું અને તને અહીં મોકલીને એમ જ કહેને !

બચુ—ચાલો બીજે બારણે. આમાં શું છે ?

રાત્રિ—એમાં મેં બધા ભય પૂર્યા છે.

બચુ—હું બારણું ખોલું ?

રાત્રિ—જરૂર. સામાન્ય રીતે એ લોકો પણ શાંત છે; લગભગ રોગ જેવા છે.

બચુ—[ અરધા અવિશ્વાસથી બારણું અરધું ખોલે છે, અને અંદર જુએ છે. ] અંદર લાગતા નથી.

રાત્રિ—[ પોતે અંદર જોઇને ] ભય, ઓ ભય ! આ શું કરો છો તમે બધા ? જરા બહાર આવીને પગ તો હળવો કરો ! કાંઇ ડરવા જેવું નથી.

[ થોડાક ભય, કાળા બુરખા ઓઢેલી સ્ત્રીઓના વેશમાં બહુ જ ધીમે ધીમે ગભરાતા ગભરાતા બહાર આવે છે અને બચુ એમની સામે જરાક જાય છે ત્યાં તો એકદમ પાછા અંદર પેસી જાય છે. ]

રાત્રિ—આવો, ડરો નહિ. એ તો એક બાળક છે. તમને

કાંઇ નહિ કરે. [બચુને] આ બહુ બીકણ બની ગયા છે. પેલા મોટા જે પાછળ સાંકળે બાંધેલા છે એ લોકો ડરતા નથી.

બચુ—[અંદર ફરીથી જોઇને] બાપ રે! કેવા ભયંકર છે એ તો!

રાત્રિ—એમને સાંકળોથી જકડી લેવામાં આવ્યા છે. માણસથી ન ડરનારા એ બધા બહુ થોડા છે. પણ બારણું બંધ કરી દો; નહિ તો કદાચ એ લોકો ભારે ખીજાઇ જશે.

બચુ—[બીજે બારણે જઇ] રાત્રિ! આ બહુ અંધારો ઓરડો લાગે છે. આમાં શું છે?

રાત્રિ—આમાં બધા ભેદો છે. તારે એ જોયા વિના ન જ ચાલે એમ હોય તો તું એ બારણું ખોલી શકે છે. પણ અંદર ન જતો. બહુ જ ધ્યાન રાખજે; અને અમે બધાં જરૂર પડે તો બારણું ધકેલીને બંધ કરી દેવા માટે તૈયાર થઈ રહીએ છીએ.

બચુ—[બારણું અરધું ખોલે છે, અત્યંત સાવધાનીથી અને ડરતાં ડરતાં પોતે ડોકું અંદર નાખી જુએ છે.] કેવું ટા....ઢું બોળ લાગે છે! મારી આંખો તો બળવા માંડી! ધકેલો, અરે ધકેલો! એ લોકો અંદરથી બહાર આવવા માટે બારણા પાછળથી ધક્કા મારે છે.

[ રાત્રિ, કૂતરો, મીની, અને સાકર બારણાને જોરથી પાછું ધકેલે છે અને ભીડી દે છે. ]

બચુ—મેં જોયું, મેં જોયું.......

રાત્રિ—શું જોયું ?

બચુ—[ હાંફળોફાંફળો ] ખબર નથી, પણ બહુ બિહામણો દેખાવ હતો ! સાવ આંખો વિનાના અંધ રાક્ષસો જેવા બધા બેઠેલા હતા. મને પકડવા આવ્યો હતો એ કયો હતો ?

રાત્રિ—ઘણું કરીને એ મૌન હશે. એને બારણાની નજર રાખવાનું કામ સોંપાયું છે. બહુ ભયાનક થઇ ગયો લાગે છે, કાં ? પણ બચુ ! તું ઢીલો કેમ થઇ ગયો ? ધ્રૂજે છે કેમ ?

બચુ—અરે, પણ એવું બધું, એટલું બધું ડરામણું હતું ! એવું તો કોઇ દિ' નહિ દીઠેલું. મારા હાથ તો સાવ ઠંડા થઇ ગયા છે !

રાત્રિ—ત્યારે જવા દેને ભાઇ, આ બધી લસણીંઝીક ! આગળ તો એના કરતાંય આકરૂં આવવાનું છે.

બચુ—[ બીજે બારણે ] અને આમાં શું છે ? એ પણ એવું જ ભયાનક છે શું ?

રાત્રિ—ના, આમાં થોડું થોડું બધું ભર્યું છે. કેટલાક બેકાર તારાઓ, મારી પોતાની થોડીક સુવાસો, આગિયા,

ચકચક માખી, થોડાંક એવાં ઝબૂકિયાં, ઝાકળ, બુલબુલનાં ગાન, એવું બધું હું આમાં રાખું છું.

બચુ—ઠીક ત્યારે; તારા, બુલબુલનું ગાન, ને એવું બધું છે ને? આ જ બારણું કામનું લાગે છે. મારૂં પંખી કદાચ આમાં હોય તો!

રાત્રિ—તમને ઠીક લાગે તો ખોલો. અંદર ખાસ કશું ખરાબ છે નહિ.

[બચુ ફડાક કરતોક ને બારણું ખોલી નાખે છે. અનેકરંગી પ્રકાશના વાઘામાં સજ્જ થયેલી રસીલી જુવાન કન્યાઓ-તારાઓ અંદરથી બહાર આવે છે, મોટા ઓરડામાં હરેફરે છે અને જાણે કે રાસ રમતાં હોય એવી છટાથી ઘૂમે છે. ઓરડામાં રૂપનાં સરોવરો છલકાય છે. રાત્રિની સુવાસો, જે દેખાતી નથી તે, તેજથી ઝગમગતા ભૂતભડકા, આગિયા, ચકચક માખી અને મૃદુ ઝાકળ એ પણ એ રાસમાં જોડાય છે. એ વખતે બુલબુલનું ગાન વહેવા માંડે છે અને આખો રાત્રિનો મહેલ અદ્ભુત સ્વરોથી ગુંજી ઉઠે છે.]

બાબી—[આનંદથી તાળી પાડી ઉઠે છે] વાહ રે વાહ! આ કન્યાઓ તો જાણે રૂપ રૂપના અંબાર!

બચુ—અને એમના રાસ તો દેખો!

બાબી—કેવી મધુર સુવાસ એ લોકો ફોરે છે!

બચુ—અને એમનું સંગીત? કેટલું મધુર છે!

બાબી—આ પેલી બધી કોણ છે-બહુ જ આછી ઝાંખી દેખાય છે તે ?

રાત્રિ—મારા પડછાયાની સુવાસો છે.

બચુ—પેલી બિલોરી કાચના પ્યાલામાં છે તે કોણ ?

રાત્રિ—એ તો વનજંગલની કોમળ ઝાકળ છે. પણ ચાલો, હવે એને પૂરૂં કરીએ. આ બધાં હવે પૂરૂં નહિ જ કરે. એક વખત તાનમાં આવીને બધાં રાસ ખેલવા માંડે પછી એવાં રંગમાં આવી જાય છે કે એમને અટકાવતાં બહુ આકરૂં પડે છે. [ હાથની તાળીઓ પાડીને ] ચાલો ત્યારે તારિકાઓ, હવે બસ ! હવે પૂરૂં કરો. જુઓ, આકાશમાં ઘનઘોર વાદળાં છવાઈ ગયાં છે. ચાલો જલદી કરો; અંદર જાઓ. નહિ તો પછી મારે જઇને એકાદ સૂર્યકિરણ આણવું પડશે.

[ તારિકાઓ, સુગંધો અને બધા એકદમ રાસ બંધ કરીને અંદર પેસી જાય છે અને પછી એમનું બારણું દઇ દેવામાં આવે છે. એ જ વખતે બુલબુલનું ગાન બંધ થાય છે. ]

બચુ—[ મોટા દ્વાર નજીક આવી ] આ બારણું બહુ મોટું છે.

રાત્રિ—[ ગંભીરતાથી ] એને ખોલતા નહિ.

બચુ—કેમ નહિ ?

રાત્રિ—એ ખોલવાની રજા નથી.

બચુ—હાં, સમજયો. ત્યારે તો એમાં જ નીલપંખી

છૂપાવેલું છે. મને તેજુએ એમ જ કહ્યું છે—એમ જ કહ્યું છે.

રાત્રિ—[ માના લાડથી ] સાંભળ બેટા, તારી જોડે હું ખૂબ મીઠાશથી, વહાલથી વર્તી છું અને મારા બધા ભંડાર તારા માટે વિના સંકોચે ખુલ્લા મૂકી દીધા છે. કોઇ-નેય માટે મેં આટલું કોઇ દિ' કર્યું નહોતું. મારાં બધાં રહસ્યો મેં તારી આગળ ઉઘાડાં કર્યાં છે. મને તું બહુ વહાલો છે. તું સાવ નિર્દોષ અને લાડીલો છે, અને તારી મા જેટલી મને તારા તરફ લાગણી છે એટલે કહું છું. મારૂં માન, બેટા! ને આ શોધ જવા દે. અહીંથી જ થોભી જા. નકામું જોખમ ખેડ મા, અને આ બારણું ખોલવાનું માંડી વાળ.

બચુ—[ જરાક વિચાર બદલાય છે.] પણ શા માટે?

રાત્રિ—કારણ કે તું હતો ન હતો થઇ જાય એ મારે જોઇતું નથી. અત્યાર સુધીમાં એ બારણાને એક સહેજ–અમસ્તું, જરાક પણ જેણે ખોલ્યું છે એમાંથી એકે માણસ જીવવા પામ્યો નથી. પૃથ્વીના પટ ઉપર જે જે પ્રકારની કલ્પી શકાય તેવી ભયંકરતાઓ છે, તે આમાં રહેલી સામાન્યમાં સામાન્ય ભયંકરતાના પ્રમાણમાં કશા હિસાબમાં નથી. માણસ એ ગુફામાં દૃષ્ટિ ફેંકે કે તુરત જ એ બધાં એના ઉપર જબ્બર હુમલો કરે છે; એને પીંખી ખાય છે. આટલે સુધી

હું પોતે ખોળા પાથરીને કહું છું છતાં પણ તું જો ન માને અને એ બારણાને ખોલવાનો વિચાર કરે તો હું તો, તું એ મોતના મ્હોંમાં હાથ નાખે તે પહેલાં મારા બારીવિહોણા એકાંત મિનારામાં જ જીવ બચાવવા ભાગી જાઉં. મેં તને સાચી વાત કરી. હવે વિચાર તારે કરવાનો છે.

[ બાબી તો આ સાંભળી ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા માંડે છે અને બીકથી બૂમો પાડે છે. બચુને વળગી પડે છે અને "ચાલ, ચાલ્યા જઇએ." એમ કહે છે. ]

રોટલો—[ પરસેવાથી રેબઝેબ થઇ જઇને ] ભાઈ! સિંહની બોડમાં હાથ નાખવાનું કામ આપણું નહિ, હો! જોજો, એવી ભૂલ ન કરતા. [ નમસ્કાર કરીને ] ભાઇ! અમ ગરીબની આટલી આજીજી ધ્યાનમાં રાખજો. રાત્રિ-બહેન સાવ સાચું કહે છે.

મીની—તમે અમારા બધાના જાનને જોખમમાં મૂકો છો, હો! એ ઠીક નથી.

બચુ—મારે એ બારણું ખોલવું જ છે.

બાબી—[ પગ પછાડતી અને ડૂસકાં ભરતી ] ના, ના; નહિ ખોલવાનું. એં, એં....

બચુ—રોટલા! સાકર! તમે બેઉ બાબીને લઇને ભાગી જાઓ. હું બારણું ખોલવાનો છું.

રાત્રિ—ભાગો, ભાગો ! મૂઠીઓ વાળીને ભાગો !

[ દોડી જાય છે. ]

રોટલો—[ જોસથી દોડતાં ] પણ ભાઇશા'બ ! હું ઓરડાની બહાર દોડી જાઉં ત્યાં સુધી ખોલતા નહિ હો !

મીની—[ ઉભી પૂંછડીએ ભાગી જતાં ] અરે, હમણાં ન ખોલતા, હો; નહિ, હો કે !

[ એ લોકો ભાગી જાય છે અને ઓરડાને બીજે છેડે પડદાની પાછળ સંતાઇ જાય છે. મોટાં મોટાં બારણાંની પાસે એકલો બચુ અને કૂતરો એ જ ઉભા રહ્યા છે. ]

કૂતરો—[ ભયને દબાવવા મથતો અને હાંફતો ] હું તો રહેવાનો જ; હું કાંઇ ડરતો નથી. હું રહેવાનો જ છું. હું મારા નાના પ્રભુની સાથે રહું જ ને ! રહીશ જ, જરૂર તમારી સાથે જ રહીશ.

બચુ—[ કૂતરાને થાબડીને ] સાબાશ, ટીપુડા સાબાશ ! કોઇ નહિ તો આપણે બે તો છીએને, દોસ્ત ! ચાલ ત્યારે, હોશિયાર !

[ બચુ તાળામાં ચાવી નાખે છે. એ જોઇ પેલાં બધાં ભાગી ગયેલાં-રોટલો, મીની અને બાબી, એ બધાં ઓરડાને છેક બીજે છેડેથી ભયની ચીસ પાડી ઉઠે છે. તાળું ખુલે છે અને તરત જ બે મોટાં, ઉચાં પાંદડાં સરકી જાય છે અને બંને બાજુની દીવાલોમાં

સમાઇ જાય છે, અને અંદરનું અદ્‌ભૂત દશ્ય નજરે પડે છે. કોઇ દહાડો સ્વપ્નેય ન કલ્પ્યો હોય તેવો અપૂર્વ, અપાર્થિવ, અનન્ત અને મોહક બગીચો દેખાય છે. જાણે કે કોઇ સ્વપ્નસૃષ્ટિ હોય એવો એ લાગે છે. એ આખોય રાત્રિના તેજમાં તરબોળ છે. એમાં તારાઓ અને ગ્રહોની વચ્ચે એક રત્નથી બીજા રત્ને અને એક ચંદ્રકિરણથી બીજા ચંદ્રકિરણે અવિરત પણે ઉડતાં અને જેને અડકે તેને અજવાળતાં અપ્સરસમાં નીલ-પંખીઓ ઉડ્યા કરે છે. ગણ્યાં ગણાય નહિ અને વીણ્યાં વીણાય નહિ, એટલાં બધાં એ છે; ઉડ્યા જ કરે છે. સરસ ને સુસંવાદી રીતે ઉડ્યા કરે છે!]

બચુ—[ અંજાઈ જાય છે, સ્તબ્ધ થઇ જાય છે અને આશ્ચર્યથી ફાટી આંખોએ બગીચા તરફ જોઇ જ રહે છે. ] ખરેખર, સ્વર્ગીય છે! [ જે લોકો લાગી ગયા છે તેમની તરફ ફરીને ] આવો, આવો; જલદી આવો. આ રહ્યાં બધાં નીલપંખી! છેવટે આપણને મળ્યાં ખરાં! સેંકડો છે; અરે હજારો, લાખો, કરોડો છે. માય નહિ એટલાં બધાં છે. બાબી! આવને? ટીપુડા! તુંયે આવ. મને મદદ કરો. [ પંખી-ઓની વચ્ચે જાય છે. ] ચાલો હાથેથી પકડીએ. જુઓ, આપણાથી ડરતાંય નથી. અહીં આવો! [ બાબી અને બીજાં દોડી આવે છે, અને એ તેજઝલકતા બગીચામાં પ્રવેશે છે. રાત્રિ અને મીની ત્યાં જતાં નથી. ] જોયું? કેટલાં બધાં છે? મારા હાથમાં ઉડીને આવી પડે છે. ચંદ્રકિરણોનું

પાન કરે છે. બાબી! તું ક્યાં છે? એટલી બધી નીલ પાંખો છે, એટલાં બધાં નીલ પિચ્છ ઝરે છે કે બીજું કશું તો દેખાતુંય નથી! ટીપુ! એમને કરડતો નહિ; જાળવજે. બહુ હળવેથી પકડજે.

બાબી—[ નીલપંખીઓથી છવાઇ ગયેલી ] અરે, મેં સાત તો પકડ્યાં છે! કેવાં પાંખો ફફડાવે છે! મારા હાથમાં તો રહેતાંય નથી.

બચુ—મારા હાથમાંય ટકતાં નથી; છટકી જાય છે, પાછાં આવે પણ છે. ટીપુએ પણ કેટલાંક ઝાલ્યાં છે. અરે, આટલાં બધાં છે તે આપણને ઉંચે આકાશમાં તો નહિ ઉંચકી જાયને! ચાલો ચાલો, આ રસ્તે બહાર નીકળી જઇએ. તેજુ આપણી રાહ જોતી હશે. એ તો એવી રાજીરાજી થશે! ચાલો, ચાલો, આ મારગે.

[ ફફડાટ કરતાં પંખીઓ બાથમાં લઇને બગીચામાંથી બહાર નીકળે છે. અને જ્યાંથી એ લોકોએ પહેલાં પ્રવેશ કર્યો હતો તે જગ્યાએ થઇને દોડીને બહાર નીકળી જાય છે. રોટલો અને સાકર એ પણ સાથે છે; પણ કોઇએ એકે પંખી પકડ્યું નથી. એકલાં રહી ગયેલાં રાત્રિ અને મીની બગીચા પાસે આવે છે અને ચિન્તાતુર આંખે એ જુએ છે. ]

રાત્રિ—એ લોકો એને પકડી નથી ગયા?

મીની—ના રે, પેલા ચંદ્રકિરણ ઉપર બેઠેલું એ દેખાય!

એ એટલું ઉંચું રહી ગયું કે એ લોકોના હાથ ત્યાં પહોંચ્યા જ નહિ.

[ પડદો પડે છે. તરત જ એ પડેલા પડદાની આગળ, એકી સાથે ડાબી બાજુએથી તેજુ અને જમણી બાજુએથી પકડેલાં પંખીઓ હાથમાં લઇને દોડતાં આવતાં બચુ, બાબી અને કૂતરો પ્રવેશ કરે છે. પણ...પણ પંખીઓ સાવ ચેતનહીન થઈ ગયાં છે; એમનાંમાંથી પ્રાણ ઉડી ગયા છે અને બધાના હાથમાં ફક્ત નિર્જીવ રમકડાં જેવાં પંખીઓ રહી ગયાં છે. ]

તેજુ—કાં, પકડી લાવ્યાં ?

બચુ—હા, હા; અરે ઢગલા બંધ ! જોઇએ એટલાં. બસ માગી લ્યો. આ રહ્યાં, દેખ લો. [ તેજુ તરફ પંખીઓ ધરતાં એનું ધ્યાન પંખીઓ તરફ જાય છે, અને જુએ છે કે એ તો નિર્જીવ છે. ] અરે, આ તો નિષ્પ્રાણ થઇ ગયાં ! એમને થઈ શું ગયું ? બાબી ! તારાં પણ એવાં જ થઈ ગયાં ? બધાં ? અને ટીપુ ! તારી પાસે હતાં એની પણ એ જ દશા છે....અરરર ! કોણે આમના પ્રાણ હરી લીધા ? હું કેવો હીણભાગી છું, કમનસીબ છું ! [ બેસી જાય છે અને ખૂબ દુ:ખથી ડ્રુસકે ડ્રુસકે રડે છે. ]

તેજુ—[ એને વહાલથી પંપાળીને છાનો રાખીને ] જો, એમ રોવાય નહિ, બચુ ! છાનો રહે. ભાઇ ! ખુલ્લા દિવસના પ્રકાશમાં જીવતું રહે એવું નીલપંખી તું નથી પકડી

લાગ્યો; એ કયાંક બીજે ગયું લાગે છે. આપણે ફરીથી શોધ કરશું.

કૂતરો—[ મરેલાં પંખીઓ તરફ જોઇને ] આ ખવાય ખરાં ? કેવાં લાગતાં હશે ?

[ ડાબી બાજુએ બધાં ચાલ્યાં જાય છે. ]

પડદો પડે છે.

## દૃશ્ય બીજું

### વન

[ એક વન છે. રાતનો વખત છે. જુદી જુદી જાતનાં પાકટ વૃક્ષો છે. ખાસ કરીને વડ, પીપળો, આંબો, સરૂ, બાવળ, લીમડો, આમલી, ગૂંદી, ગુલમૉર વગેરે છે. ]

[ મીની પ્રવેશ કરે છે. ]

મીની—[ એક પછી એક ઝાડને સલામ ભરીને ] અહીં રહેલાં બધાં ઝાડોને મારા વંદન!

ઝાડો—[પાંદડામાં સુસવાટ કરીને ] વંદન....

મીની—આજનો દિવસ મહાન છે, અણમૂલો છે. આપણો શત્રુ આજે તમારી શક્તિઓને મુક્ત કરવાને અને પોતાની જાતે તમારા પંજામાં સપડાવાને સામે પગલે આવવાનો છે. જેના બાપદાદાઓએ તમને બહુ નુકસાન કર્યું છે તે બચુ આજે આવવાનો છે. નીલ પંખી એક જ આપણું રહસ્ય જાણે છે. સૃષ્ટિની શરૂઆતથી તમે એને માણસથી છૂપાવીને રાખ્યું છે; એ એને શોધવા આવે છે. [ પાંદડામાં સુસવાટા થાય છે.] શું કહ્યું ? અહો ! એ તો સરૂ છે.......હાં, વાત એમ છે કે એની પાસે એક એવો મણિ છે કે જેનામાં એક ક્ષણ માટે આપણા આત્માઓને મુક્ત કરી દેવાની શક્તિ છે; નીલપંખી સોંપી દેવાની એ ફરજ પાડી શકે તેમ છે. અને એમ થાય તો પછી હમેશને માટે આપણે

માણસની ગુલામી જ સ્વીકારવી રહી. [ પાંદડામાં સુસવાટ ] કોણ બોલે છે ? અહો, એ તો વડદાદા છે, કેમ ? કેમ છો દાદાજી ? કેમ, હમણાં તમારી તબિયત કેમ રહે છે ? નીલપંખી હજુયે આપની પાસે છે, કેમ ? [ વડના પાનમાં સુસવાટો ] શું કહ્યું ?....હાં, સમજી. એમાં જરાયે વિલંબ કરવો નહિ ઘટે. આપણે આ તકનો લાભ લઇ એનો ઘાટ ઘડી નાખવાનો છે. [ ફરીથી પાંદડામાં સુસવાટો ] હેં ! હું બરાબર સમજી નહિ.... હા, દાદાજી એની નાનીબેન બાબી પણ એની સાથે છે. એનીય એ જ દશા કરવાની છે. [પાંદડામાં ફરીથી સુસવાટો ] હેં, શું ? હા, એમની પાસે એમનો ટીપુડો કૂતરો છે. એ માળો સાથે ને સાથે જ રહે છે. [ પાંદડાંમાં સુસવાટ ] શું બોલ્યા ?....એનું મ્હોં ભરવું ? લાંચ દઈને ?....એ બને એમ નથી; મેં બહુ કરી જોયું. [ પાંદડામાં સુસવાટ ફરીથી થાય છે. ] ઓહો, તમે છો કે આંબાભાઈ ? એમની સાથે અગ્નિ, સાકર, જળ અને રોટલો એ ચાર જણાં પણ છે. એ બધાં આપણા પક્ષમાં ભળી જાય એવાં છે. જો કે રોટલાનું કાંઈ ચોક્કસ કહેવાય નહિ. ફક્ત એક તેજુ બરાબર એના પક્ષમાં છે; પણ એ તો સાથે આવવાની નથી. મેં એ બધુ બાબીને સમજાવી દીધાં છે કે જ્યારે તેજુ સૂઇ ગઈ હોય ત્યારે એમણે નીકળી જવું. આવો

લાગ ફરીથી મળશે નહિ. [ફરીથી પાંદડાંમાં સુસવાટો થાય છે.] એ કોણ? આંબલીબહેન તમે છો કે? હા, તું સાચી છે. આપણે પશુઓને પણ બરાબર ખબર આપવી જોઇશે. તમારો પેલો 'પ' ક્યાં ગયો? 'પ' ન સમજ્યાં? પેલો પટાવાળો, સસલો. અહીં છે, ખરું? તો એ જાય, અને બ્યૂગલ વગાડીને બધાને અહીં આવવાની ખબર આપે.

[સસલો શીંગડું વગાડે છે અને દૂર દૂર જતો એનો નાદ સંભળાય છે. બચુ, બાબી અને કૂતરો પ્રવેશ કરે છે.]

બચુ—આ જ જગ્યા કે?

મીની—[બહુ જ દાંભિક રીતે, વહાલ પૂર્વક, મ્હોં મલકાવીને બચુ બાબીને મળવા દોટ મૂકે છે.] ભાઇ! બહેન! આવી ગયાં કે? બહુ સારું થયું. તમે આવો છો એની ખબર કરવા હું આગળથી જ અહીં આવી ગઇ. બધું બરાબર છે. મને ખાતરી છે કે આજ રાતે આપણને નીલ પંખી જરૂર જડી આવશે. વનમાં મુખ્ય મુખ્ય પશુઓને ભેગાં કરવા માટે મેં હમણાં જ સસલાને બ્યૂગલ લઇને મોકલ્યો છે. ઝાડીમાંથી એમના અવાજ સંભળાય છેને? સાંભળો, એ લોકો જરા પાસે આવતાં અચકાય છે. [ગાય, ભૂંડ, ઘોડા, ગધેડાં વગેરે જુદાં જુદાં પશુઓના અવાજ સંભળાય છે. બચુને ખાનગી વાત કરવા મીની પાસે લે છે.] પણ ભાઇ! આ કૂતરાને શું કામ લાવ્યા? મેં તમને કહ્યું છેને કે અહીં એને કોઇ

સાથે બનતું નથી; અરે, ઝાડો સાથે પણ નહિ ! મને લાગે છે કે એ બધો મામલો બગાડી મૂકશે.

બચુ—એને ઘણોય વાર્યો પણ પાછળ રહ્યો નહિ [ કૂતરાને ધમકાવીને ] ચાલ્યો જા, દુષ્ટ ! મર અહીંથી.

કૂતરો—કોણ, હું ? કેમ ? મારો શો વાંક થયો છે ?

બચુ—હવે હું કહું છું કે અહીંથી ચાલ્યો જા. બસ, મારે તું અહીં જોઈતો નથી એટલામાં સમજી જા ! તું અહીં એક આડખીલી જેવો છે.

કૂતરો—હું એક ચુંકારોય નહિ કરૂં, તો ? તમે કહેશો તો તમારાથી પાંચસો વાર દૂર રહ્યો રહ્યો તમારી પાછળ પાછળ આવીશ. એ બધાં મને જોઈ શકશે નહિ. એટલી તો મહેરબાની કરો ?

મીની—[ બચુને ખાનગીમાં ] માળો કેટલો ઉદ્ધત છે ! તમારૂં જરાય માને છે ? તમારી સોટી લગાવોને એના મ્હોં ઉપર, તે સીધો દોર થઇ જાય !

બચુ—[ કૂતરાને એક ચોડી કાઢે છે ] લે લેતો જા; સાલા, સામું બોલે છે તે.

કૂતરો—[ જોરથી ] ૦હાઉ, ૦હાઉ, ઑ ઑ.

બચુ—શું ભસ્યો ?

કૂતરો—પ્રભુ ! કેટલો બધો ઉપકાર ? તમે મને માર્યો તે માટે બહુ આનંદ થયો; આપના ચરણ ચૂંમું ?

[ ખૂબ વહાલ પૂર્વક બચુના પગ ચૂમે છે. ]

બચુ—લે રાખ હવે, થયું ! જા અહીંથી.

બાબી—ના ભાઈ, એને સાથે રાખો. એ ન હોય ત્યારે મને તો બહુ બીક લાગે છે.

કૂતરો—[ ખૂબ હર્ષથી કૂદાકૂદ કરે છે. અને બાબીના પગમાં વહાલથી આળોટે છે. ] બહેન ! તમે કેટલા સારાં છો ! અરે બહેન ! સાચોસાચ તમે બહુ ભલાં છો, માયાળુ છો, સમજુ છો, હો !

મીની—કેવો મુરખ જેવો છે આ ! ચાલો, જોઇ લઇશું. હવે વધારે વખત ન ગુમાવીએ. મણિને જરા ફેરવો.

બચુ—હું ક્યાં ઉભો રહું ?

મીની—આ ચંદ્રના પ્રકાશમાં. ત્યાંથી તમને બધું બરાબર દેખાશે. હાં, બસ, હવે હળવેકથી ફેરવો.

[ બચુ મણિ ફેરવે છે. પાંદડાં અને ડાળીઓમાં મોટો એવો ખખડાટ થાય છે. ઝાડના જૂનાંમાં જૂનાં અને મોટામાં મોટાં થડ એમનામાં રહેલા આત્માને બહાર આવવા દેવા માટે ખુલી જાય છે. દરેક ઝાડના આત્માનો દેખાવ તે તે ઝાડના દેખાવ અને ખાસિયતો જેવો છે. જેમ કે પીપળાનો આત્મા કોઇ પવિત્ર બ્રાહ્મણ જેવો લાગે છે. આંબો ગરવો, ઠરેલ છતાં રસિક દેખાય છે. આંબલી ખાટી, અકોણી, કોઇ ગંધારી ડોશી જેવી જણાય છે; બાવળ જડસા જેવો, મજબૂત અને હિંસક લાગે છે. ગુંદી સુંદડી ઓઢેલી કોઇ મધુરી ગ્રામકન્યા જેવી સોહાય છે; ગુલમોર ફક્કડ, હસતો અને ઉદાર

જણાય છે. સરૂ ઉંચો, અક્કડ અને વાચાળ છે. કેટલાક આત્માઓ જાણે કે યુગો થયાં પૂરાયા હોય અથવા નિદ્રાધીન થઇ ગયેલ હોય તેમ બહુ આસ્તેથી થડ-માંથી અંગ મરડતા બહાર આવે છે; કેટલાક ઉત્સુક-તાથી ચપળતાથી નીકળી આવે છે. જે જે વૃક્ષના પોતે આત્માઓ છે તે તે વૃક્ષની નજીક રહેવાય એવી રીતે બધા બચ્ચુ બાબીની આજુબાજુ વીંટળાઇ વળે. છે.]

સરૂ—[પહેલો જ દોડી જઇને અને તાણીને રાડો નાખીને] માણુસ! ઓહો નાના માણસ! આપણે એની સાથે વાત કરી શકશું. ચૂપ રહેવાનું, મૂંગા રહેવાનું આપણે છોડી દીધું છે. બસ, હવે તો બોલવાનું છે. ક્યાંથી આવે છે આ બે જણાં? કોણ છે એ? હં, કોણ છે? [લીમડો, જે મીઠાશની છાયા પાથરતો ધીમે ધીમે આગળ આવે છે] હેં લીંબાકાકા! તમે આમને ઓળખો છો?

લીમડો—મને કાંઈ એમની ઓળખાણ પડતી નથી; ક્યાંઈ જોયાં લાગતાં નથી.

સરૂ—એમ તે હોય કાકા! તમે તો ગામનાં બધાં માણ-સોને બહુ ઓળખો. એમના ઘરની પાસે જ તમારો તો વાસ છે ને?

લીમડો—[છોકરાંને ધ્યાનપૂર્વક નિહાળી નિહાળી] ના ભાઇ, સાચું કહું છું; મને આમની ઓળખાણ પડતી નથી. હજુ બચ્ચાં છે. હું તો મારી છાયા નીચે આરામ

લેવા મુસાફરોને અને ગળો લેવા આવનાર વૈદ્યોને વધારે જાણું.

ગુલસૅાર—[ છટાથી આગળ આવી ] આ કોણ છે ? કોઇ ગરીબનાં છોકરાં લાગે છે.

સરૂ—ભાઈ ગુલસૅાર ! તમે તો સામાન્ય રીતે શહેરમાં જ દેખાઓ અને બીજે ક્યાંય હો નહિ, એટલે પછી તમારે તો આ બાબતમાં—

બાવળ—ઓ ભગવાન ! આ તો પાછાં મારા અંગમાંથી દાતણ કાપવા આવ્યાં લાગે છે !

સરૂ—ઠીક; ચૂપ રહો ! વડલાભાભા એમનો જૂનો મહેલ છોડીને પધારે છે. તબિયત બરાબર લાગતી નથી. એમની ઉંમર બહુ થઇ છે એમ નથી લાગતું ? આંબલી ફૂઈ કહે છે કે એમને તો સાડા સાતસો વરસ થયાં છે ! પણ એટલાં બધાં તે હોય ?....પણ સાંભળો; આ આવ્યા.

[ હળવે ગભીરતાથી નમીને ચાલતા, વડલા દાદા આવે છે. ઘરડા છે. બરાબર ભળાય માટે આંખે હાથની છાજલી કરેલ છે. એમની ધોળી લાંબી દાઢી મૂછો હવામાં ફરફરે છે. એક હાથમાં લાકડીનો ટેકો છે, અને બીજો હાથ એમણે એક જુવાન વડવાઇના ખભા ઉપર મૂક્યો છે. એમની એ દીકરી એમને આગળ લાવે છે. એમના ખભા ઉપર નીલ પંખી બેઠેલું છે. એ પાસે આવે છે ત્યારે બીજાં બધાં વૃક્ષો માનપુર્વક એમને

નમસ્કાર કરે છે. એ બધાને હાથ વતી આશીર્વાદ આપે છે. ]

બચુ—અરે, આની પાસે જ નીલ પંખી છે! એ ભાઇ, જરા અહીં આવો; મને એ દઇ દ્યો.

વૃક્ષો—ચૂપ રહે.

મીની—[ બચુને ] ભાઈ આમને નમસ્કાર કર; એ વડલા દાદા છે.

વડ—[ બચુને ] તું કોણ છે ?

બચુ—મારૂં નામ બચુ....મને પેલું નીલ પંખી દોને ?

વડ—બચુ ? પેલા કીટાના વેપારીનો દીકરો ?

બચુ—હા, દાદા.

વડ—તારા બાપે મારાં આ બધાં ઝાડને ઓછી વીતાડી નથી. સેંકડો આંબા, લીમડા, આંબલી વગેરેને કપાવી નાખ્યાં છે અને વહેરાવ્યાં છે !

બચુ—દાદા ! મને એની કાંઈ ખબર નથી. જાણી જોઇને એવું કરે એવા એ નથી.

વડ—તે તું અહીં કેમ આવ્યો છે ? અને આ અમારા આત્માઓને એમના સ્થાનમાંથી બહાર કેમ કાઢ્યા છે ?

બચુ—વડલાદાદા ! આપ બધાને એ રીતે હેરાન કર્યા બદલ માફી માગું છું....મીનીએ મને કહ્યું હતું કે નીલ પંખી કયાં છે એની વડલાદાદાને ખબર છે.

વડ—હા, હા. હવે હું સમજ્યો. તું નીલ પંખી લેવા

નીકળ્યો છે—એટલે કે સર્વ વસ્તુઓનો અને સાચા સુખનો મહાભેદ લેવા નીકળ્યો છે! એ તને મળે તો તો પછી માણસ જાતે જે અધિકાર અમારા ઉપર જમાવ્યો છે તે વધુ આકરો થાય.

બચુ—ના, દાદા. પરીબહેનની નાની દીકરી બહુ માંદી છેને, એને માટે એ જોઈએ છે.

વડ—[નાકે આંગળી મૂકી] બહુ થયું હવે, બસ કર! મને બનાવે છે? પણ પશુઓ કેમ કોઈ દેખાતાં નથી? ક્યાં ગયાં? આ બાબતમાં એમની સલાહ પણ લેવી જોઈશેને? જે ગંભીર પગલાં અત્યારે લેવાં જરૂરી છે તે લેવાની જવાબદારી કેવળ આપણે વૃક્ષોએ જ ન લેવી જોઈએ....આપણે જે કરવા માગીએ છીએ એ કરી રહ્યા પછી માણસને જ્યારે એની ખબર પડશે ત્યારે એ ભયંકર વેર લેવા પ્રયત્ન કરશે જ. આ કાંઈ જેવો તેવો પ્રસંગ નથી. એટલે આપણે બધાંએ ભેગાં મળીને વિચાર કર્યા પછી જે કાંઈ નક્કી કરવું હોય તે કરવું.

પીંપળો—[બીજાં ઝાડનાં માથાં ઉપર થઈને જુએ છે.] એ.... બધાં આ આવે. સસલાની પાછળ પાછળ બધાંયે ચાલ્યાં આવે છે. ઘોડો, આખલો, ભેંશો, ગાય, વરૂ, ઘેટું, ભૂંડ, બકરી, ગધેડું, રીંછ એ બધાંના આત્માઓ આ બાજુ આવે છે.

[એક પછી એક બધાં પ્રાણીઓના આત્માઓ આવે છે, અને વૃક્ષોની વચમાં આવીને બેસી જાય છે. એક બકરી બેસતી નથી પણ આંટા માર્યા કરે છે, અને ભૂંડ જ્યાં ત્યાં મૂળિયાંમાં નાક ખોસી સૂંઘ્યા કરે છે.]

વડ—કાં, બધાં આવી ગયાં ?

સસલો—વાઘનાં બચ્ચાં માંદાં છે એટલે એ નથી આવ્યો. શિયાળ પણ માંદું છે, એણે દાક્તરનું સર્ટિફિકેટ મોકલાવ્યું છે. હરણનાં શીંગડાંમાં દુખે છે. રોઝ તો કાંઇ સમજ્યું જ નહિ....

વડ—આ લોકો ગેરહાજર છે એ ઘણા ખેદની વાત છે. પણ ચાલો, આપણી સભાનું કામ ચાલી શકશે. બહેનો અને ભાઇઓ ! આજે જે કામ આપણી આગળ આવી પડ્યું છે તેને તમે સમજો છો. આપની સામે આપ સૌ આ બચ્ચુ, જે માનવ બાળક છે, તેને જોઇ શકો છો. એની પાસે એક જાદુઈ મણિ છે, અને એના બળે એ નીલ પંખી લઇ લેવા આવેલ છે. ....જો એ નીલ પંખી લઇ જાય તો તો સૃષ્ટિની શરૂઆતથી જે રહસ્ય, જે ભેદ આપણે આપણી પાસે જાળવી રાખ્યો છે તે એ પામી જાય. તમે બધાં માણસને તો બરાબર ઓળખો છો, એટલે પછી આ ભેદ એના કબજામાં આવે ત્યાર પછી આપણા બધાની શી દશા થાય એ તમે બધાં બરાબર સમજી શકો એમ છો. એટલે મને લાગે છે કે આ બાબતમાં કાંઇ પણ

ઢીલ કે વિલંબ આપણે કરીએ તો એ આપણી મૂર્ખાઇ લેખાશે, અને આપણું આવી બનશે. આ કટોકટીનો સમય છે....બહુ મોડું થઈ જાય તે પહેલાં તો આ છોકરાને પૂરો કરી નાખ....

બચુ—શું બોલે છે આ ?

કૂતરો—[ વડની સામે જઇને દાંત ભીંસી ભીંસી ] એ ડોસલા! જોયા છે મારા દાંત ?

આંબલી—અલ્યા, વડલા દાદાને ડરાવે છે ?

વડ—કોણ, એ કૂતરો છે ને ? એને લુચ્ચાને બહાર કાઢો. અહીં એવા ફૂટી ગયેલા દ્રોહીઓનું કામ નથી.

મીની—[ બચુને ખાનગીમાં ] આ કૂતરાને હાંકી કાઢો; એ નકામો ગેરસમજૂતી ઉભી કરે છે....મને કહો તો આ આખા મામલાને સુધારી દઉં; પણ તે પહેલાં તમે એને દૂર મોકલી દો.

બચુ—[ કૂતરાને ] જા; જા અહીંથી, ભાગ !

કૂતરો—આ ડોસલાની દાઢી મૂછો પીંખી ખાઉં, ભાઇ ? બહુ ગમ્મત આવશે.

બચુ—ચૂપ રહે, ડાહ્યલા ! જા અહીંથી; તારૂં કાળું કર. જાને, કહું છું ?

કૂતરો—બહુ સારૂં, ભાઈ ! આ ચાલ્યો. તમારે જરૂર પડશે ત્યારે પાછો આવી જઇશ, હો !

મીની—[ બચુને ખાનગીમાં ] ભાઇ ! આ મા'બો બહુ ચાંપલો

છે. એ છૂટો હશે તો પાછો કાંઇક તોફાન કર્યા વગર રહેશે નહિ, અને બધો ખેલ બગાડશે. એને બાંધી મૂક્યો હશે તો જ ઠીક પડશે.

બચુ—પણ એને બાંધવાની સાંકળ હું ભૂલી આવ્યો છું.

મીની—અરે આ નેતર આવે. તમે એની સોટીઓ વડે એને મુશ્કેટાટ બાંધી દેજોને ?

કૂતરો—[ ઘુરકીને ] હું પાછો આવીશ, પાછો આવીશ. તમે બધાં કાવત્રાખોર લોકો છો! જૂનાં સડેલ સૂળિયાં બધાં ભેગાં થયાં છો ! જડ રહી ગયેલ પિશાચ જેવાં પશુઓ !....મીની જ આ બધાનું મૂળ કારણ છે. એને પણ હું જોઇ લઇશ. લુચ્ચી ! બચુભાઇના કાનમાં આટલી બધી વાર સુધી શું શું રેડ્યા કર્યું છે ? વ્હાઉ, વ્હાઉ, વ્હાઉ.......

મીની—જોયું ભાઇ ! બધાંને એ ગાળો દે છે.

બચુ—સાવ બગડી ગયો છે; બહુ ઉચ્છૃંખલ થઈ ગયો છે. જેમ તેમ બક્યા જ કરે છે. નેતરભાઇ ! જરા એને બાંધોને ?

નેતર—[ ડરતો ડરતો કૂતરા પાસે જાય છે. ] મને કરડશો નહિ ?

કૂતરો—[ઘુરકતો] ના મહેરબાન, આપને તે કાંઈ કરડાય ? આપ બાંધવા આવો ત્યારે તો પગે દાંત બેસાડીને સરસ બચકાં ભરીશ, હોંકે ? આવો તો ખરા જરા આગળ !

બચુ—[ સોટી વડે ડરાવીને ] ટીપુડા.......

કૂતરો—[ બચુના પગ પાસે આવી, આળોટી, પૂંછડી હલાવીને ] શું કરું, મારા પ્રભુ ?

બચુ—સીધો સૂઇ જા. આ નેતર બાંધે એમ બંધા.

કૂતરો—[ એને નેતર બાંધે છે અને એ પીડાઇને ચીસો નાખે છે. ] ઓ બાપરે! આ તો બહુ આકરું બાંધે છે; મારું ગળું રૂંધાઈ જશે. ઓ પ્રભુ ! એ બચુભાઇ ! જરા જુઓ તો ખરા, મારા પગ તોડી નાખશે; હું મરી જઇશ !

બચુ—સીધો રહે. એ બધાં તારાં કાસાં છે. ચૂપ રહે ! સીધેસીધો પડ્યો રહે.

કૂતરો—ભાઇ, એ વાત બરાબર નથી. આ લોકો બહુ પાખંડી છે; તમને હેરાન કરવા માગે છે. ધ્યાન રાખજો, સાચવજો....અરે, અરે ! આ મારું મ્હોં બાંધી રાખે છે.... મારાથી બોલાતું નથી.

નેતર—[ જેણે કૂતરાને મુસ્કેટાટ બચકાની જેમ બાંધી રાખ્યો છે. ] આપણે આને ક્યાં મૂકશું ? એવો સરસ બાંધ્યો છે ને, કે ચુંકારોય કરી શકશે નહિ.

વડ—પણે મારા થડની જોડે એને બાંધી દે. પછી એનું શું કરવું એનો વિચાર કરશું.

[ નેતર કૂતરાને ઉઠાવીને ત્યાં લઈ જઇને બાંધી આવે છે. ]

વડ—કેમ, પત્યું ?....ઠીક ત્યારે. આ રખડુના વાંધાભર્યા સાથીદારને તો આપણે પતાવી દીધો. અને હવે ન્યાય અને સત્યના નિયમ પ્રમાણે વિચાર કરીએ. મારા

દિલમાં અત્યારે શું થઇ રહ્યું છે, કેવા પ્રબળ ભાવો ઉછળી રહ્યા છે, એ હું કેમ કરી બતાવું ? માણસ ઉપર સજા ફરમાવવાનો અને એને આપણા બળનો પરચો આપવાનો આ પહેલો જ પ્રસંગ છે. મને લાગે છે કે જે ઘોર અન્યાયો માણસે આપણને કર્યા છે, જે અપાર કષ્ટ આપણને દીધું છે, એ બધું જોતાં એને શી સજા કરવી જોઇએ એને વિષે કોઇને જરાયે વિમાસવું પડશે નહિ.

બધાં વૃક્ષો, બધાં પશુઓ—જરાય નહિ ! સાવ સાચું કહો છો; એને ફાંસી દો ! આપણા ઉપર ભારે અન્યાય થયો છે. ઘણા દહાડા આપણે સહન કર્યું છે. એને ખાઇ જાઓ, એને ચગદી નાખો ! હમણાં ને હમણાં, અહીં ને અહીં !

અચુ—[ મીનીને ] આ બધું છે શું ? એ શું, બધાં નારાજ થયાં છે ?

મીની—ગભરાઓ નહિ. આ વખત વસંતઋતુ મોડી બેઠી છે તેથી એ લોકો જરા ચીડાઈ ગયાં છે. તમે તમારે નચિંત રહો. હું બધું સારૂં કરી દઈશ.

વડ—ત્યારે તમે બધાં એક મતનાં છો. આપણે આ બે જણાંને મારી નાખીએ ત્યાર પછી માણસને ખબર જ ન પડે એમ કરવા માટે કઇ રીતે આમને મારી નાખવાં તેનો વિચાર હવે કરવો ઘટે.

બચુ—પણ આ બધું છે શું? એ શું કહેવા માગે છે? હું તો આના લાંબા ભાષણથી કંટાળી ગયો છું.... એની પાસે નીલ પંખી છે. મને એ પંખી આપી દે એટલે પત્યું.

આખલો—[ આગળ આવીને ] હું એનો ઘાણ કાઢી નાખવાનો સૌથી સરળ અને અસરકારક ઉપાય બતાવું? મારાં શીંગડાં વડે એના પેટમાં એક મજાની ભેટી લગાવી હોયને, તો કામ પૂરું થાય. કાં લગાવું?

વડ—એ કોણ બોલ્યું?

મીની—એ તો આખલાભાઇ છે.

આંબલી—એને ફાંસીએ લટકાવવો હોય તો મારી ડાળ હું એ કામ માટે આપની સેવામાં રજુ કરી શકું એમ છું.

બાવળ—એને બાળવા માટે મારી છાંયડી ઠીક પડશે.

આંબો—હું લાકડાં દઇશ.

લીમડો—પણ ભાઇઓ! આવા બધા આકરા ઉપાયો લેવાની શી જરૂર છે? એ બેઉ બિચારાં બહુ નાનાં છે. મને તો લાગે છે કે લીમડાઓનું એક મોટું કૂંડાળું કરી આપણે એમને કેદ કરી મૂકીએ. પછી આપણને એ શું કરી શકવાનાં હતાં?

વડ—કોણ બોલ્યું એ? મને લાગે છે કે એ મીઠા લીમડાનાં ગળ્યાં વચનો છે.

ગુલમૉર—હા, એ જ છે.

વડ—ત્યારે તો જેમ પશુઓમાં પણ એક દ્રોહી છે, એમ આપણામાંય છે, કેમ ?

ભૂંડ—[ પોતાની આંખો ચકળવકળ કરીને ] મને લાગે છે કે આ છોકરીને આપણે પહેલી ખાઈ જઈએ....એનું માંસ બહુ કૂણું હશે.

બચુ—શું કહે છે ?....ઉભો રે'જે માળા ડુક્કર....

મીની—ભાઈ ! આ બધાને શું થયું છે એ સમજાતું નથી. પણ મને લાગે છે કે મામલો વિપરીત થતો જાય છે.

વડ—ચૂપ....હવે આપણે નક્કી કરવું જોઈએ કે સૌથી પહેલો ઘા કોણ લગાવશે ? માનવના જન્મથી અત્યાર સુધીમાં આપણા ઉપર જે દારુણમાં દારુણ સંકટો આવી લાગ્યાં છે તેમનાથી બચાવવાની પહેલ કરવાનું માન કોણ સ્વીકારશે ?

બાવળ—વડલા દાદા ! તમે અમારા રાજા છો; એટલે એ તો તમારૂં જ કામ.

વડ—કોણ, બાવળિયો બોલ્યો ?....પણ ભાઈ, હું તો બહુ ઘરડો થયો. મારામાં હવે ક્યાં બહુ જોર રહ્યું છે ? એટલે એ મારૂં કામ નહિ. તું બરાબર છે. તારા કાંટા, તારો સ્વભાવ અને બીજા અનેક ગુણો તને આ કામને માટે યોગ્ય અધિકારી બનાવે છે.

બાવળ—દાદાજી ! તમે બહુ માયા રાખો છો. પણ મને તો એ બંનેને મારી છાયા હેઠળ બાળવાનું માન

મળવાનું છે, અને તેથી જો આ કામ પણ હું સ્વીકારૂં તો સ્વાભાવિક રીતે મારા ભાઈઓ મારા ઉપર નારાજ થાય. મને લાગે છે કે એ કામ આપણે પીંપળાભાઈને સોંપીએ તો ઠીક છે.

પીંપળો—ભાઈ! આ લોકોને અગ્નિસંસ્કાર કરવાનું કામ હું ઉઠાવી લેવાનો છું; એટલે આ કામ સરૂને કે ગૂંદીને સોંપો તો કાંઈ ખોટું નથી.

સરૂ—દાદા! મને એ ન ફાવે. હું તો એ બે જણાં મરી જશે ત્યારે મજાના મરશિયા ગાઈ શકું કે મ્હોં ઢાંકી શકું.

ગૂંદી—દાદાજી! મારૂં એ કામ નહિ. હું તો સાવ નાનકડી છોડી છું. મારાથી તે એ થતું હશે? પણ આ ગુલમૉરભાઈ કરે તો સારૂં.

ગુલમૉર—મને કાંઈ ખાસ વાંધો તો નથી. પણ વાત એમ છે કે આવું જવાબદારીભર્યું કામ મારા જેવા છેલબટાઉ માણસને આપો એ બરાબર નથી.

વડ—[ગુસ્સે થઈ જઈ] તમે બધાં બહાનાં કાઢો છો તે હું સમજું છું! તમે એનાથી ડરો છો. માણસજાતના એ વિચિત્ર અને ન સમજાય એવા ભયને લીધે જ આપણે અત્યાર સુધી ગુલામીમાં સબડ્યાં કર્યાં છીએ. અને એટલે જ તમે આ તદ્દન નાનાં અને શસ્ત્રવિહીન બાળકોથી ડરો છો. રહેવા દો, તમારાથી એ નહિ થાય! આવા સંજોગોમાં અને ફરીથી આવો લાગ

નહિ મળે એટલે ઘરડો બુઢ્ઢો, જીર્ણ અને અશક્ત છું છતાંયે હું જ આપણા હમેશના શત્રુની સામે હાથ ઉગામીશ. બસ.......[લાકડીને ટેકે લથડિયાં ખાતો બચ્ચુ તરફ આગળ વધે છે.]

બચ્ચુ—[ગજવામાંથી પોતાનો છરો કાઢીને] શું આ ડોસલો મારી સામે આવે છે?

બધાં વૃક્ષો—[છરો જોતાં જ ભયથી ચીસો પાડી ઉઠે છે, અને વચમાં પડીને વડને ઝાલી રાખે છે.] અરે, છરો છે હો! જાળવો દાદા! છરો છે.

વડ—[ફાંફાં મારતાં] અરે, ભલેને છરો રહ્યો. શો વાંધો છે? કુહાડી ભલેને રહી, હું ડરતો નથી. મને કોણ ઝાલી રાખે છે? છોડો. તમે બધાં મને....[લાકડી ફગાવી દઇને] જાઓ, તમારી મરજી પ્રમાણે ભલે થાય. હું નહિ લગાવું. આ પશુઓ આપણને બચાવશે.

આખલો—સાચી વાત છે. હું એ કામ સંભાળી લઇશ. શીંગડાંથી એક ભેટી લગાવીશ ત્યાં તો મામલો ખતમ થઈ જશે!

બળદ અને ગાય—[એને પાછો ઝાલીને] અરે શું કરે છે? ગાંડો થા મા, ગાંડો! એ જોખમકારક છે. એનું સારૂં ફળ તું કાઢવાનો નથી. જવા દેને; એ તારૂં કામ નહિ.

આખલો—ના, ના. એ મારૂં કામ છે જ. જુઓ તો ખરાં.......

બચુ—[ ચીસો પાડતી બાબીને ] અરે બાળી, ડર નહિ. મારી પાછળ ઉભી રહે....મારી પાસે આ છરો છે ત્યાં સુધી કાંઇ વાંધો નથી.

બકરી—નાનકો છે, પણ બાળામાં હિંમત ભારે છે, હો!

બચુ—ત્યારે શું તમે મારા ઉપર ઘા કરવાનો વિચાર કર્યો છે, એમ?

ગધેડો—જરૂર, સહેરબાન! આપને આ વાતનું બહુ મોડું ભાન થયું લાગે છે.

ભૂંડ—તારે છેલ્લી પ્રાર્થના કરવી હોય તો કરી લે. હવે થોડી ક્ષણો જ બાકી છે. પણ અલ્યા! પેલી નાની છોકરીને પાછળ છૂપાવ નહિ. મને એ બહુ ગમે છે. હું એને જ પહેલી ખાવાનો છું.

બચુ—પણ મેં તમારૂં શું બગાડયું છે?

ઘેટો—કાંઇ નહિ ભાઇ, કાંઇ નહિ. હજુ તો જાણે તેં અમને કાંઇ નથી કર્યું! અમને ગુલામ અને તદ્દન પરતંત્ર તો બનાવી દીધાં; અમને એક લાકડીએ તો હાંકે છે! પણ એક વખત જરા નીચો તો પડ, પછી હુંયે મારાં શીંગડાંનો સ્વાદ તને ચખાડીશ.

ગધેડો—અને લત્તાપ્રહારની-લાતોની લિજ્જત તો હું આપની પાસે ધરીશ.

ઘોડો—[ ખોંખારા ખાઈને જમીન ઉપર પગ પછાડતો ] અરે! તને ખબર પડી જશે–બરોબર ખબર પડી જશે. સમજ્યો?....હાં, પણ તને પગે પગે ઝૂડી નાખું તે ઠીક પડશે કે પછી દાંત વડે કરડી ખાઉં, તે? [ જોસભેર એ બચુની સામે ધસે છે. બચુ છરો ઉગામીને એની સામે થાય છે. એકદમ ભયથી ભડકીને વળી ઘોડો હઠી જાય છે. ] એમ નહિ કરવાનું. એ બરાબર નથી; એ નિયમ નથી. જો એ પોતાનું રક્ષણ કરે છે.

બકરી—બીજું તો ઠીક, પણ નાના છોકરામાં હિંમત તો ઘણી છે.

ભૂંડ—[ વરૂ અને રીંછને ] આપણે બધા એકીસાથે હુમલો કરીએ. હું તમને પાછળથી મદદ કરીશ. આપણે એમને પટકી પાડશું, અને પેલી નાની છોકરી ભોંય ઉપર પડી જશે એટલે સરખે હિસ્સે વહેંચી ખાશું.

વરૂ—આ બાજુ સામું જુએ તો હું એને પાછળથી બરાબર લગાવું.

[ એ બચુની પાછળ જાય છે; અને એકદમ પાછળથી ધસારો કરી એને અર્ધો તો ઉથલાવી પાડે છે. ]

બચુ—એ દુષ્ટ!....

[ પોતાનો છરો હલાવતો એકદમ ઉભો થાય છે. બાખી તો રાડારાડ કરી મૂકે છે. એને બરાબર જાળવી શકાય એમ એ પેંતરો લે છે. આ બાજુ એને પડી ગયેલો જોઇ બધાં પશુઓ અને વૃક્ષો ધસી આવે છે અને એને

૨૦૪૩૮

લગાવવા પ્રયત્ન કરે છે. ખૂબ ગભરાઈને મદદ માટે એ બૂમો પાડે છે. ]

બચુ—બચાવો, બચાવો! ટીપુડા, મીની, દોડો, દોડો!

મીની—[ દૂર ઉભી ઉભી લુચ્ચાઈથી ] અરે ભાઈ, મારો પગ દુખવા આવ્યો છે. હું તો ડગલુંય ચાલી શકતી નથી.

બચુ—[ ઘા વારવા પ્રયત્ન કરે છે અને ખૂબ કુશળતાપૂર્વક પોતાની જાતને બચાવવા મથે છે.] ટીપુ, ટીપુ! દોડ! હવે મારાથી નહિ ટકાય. બાળાં બધાંય મારા પર હલ્લો કરે છે. આ રીંછ, વરૂ, ગધેડો, ઘેટો, પીંપળો, આંબલી: બધાંય! ટીપુ, ઓ ટીપુ!

[ કૂતરો નેતરનાં તોડી નાખેલાં બંધનો પાછળ ઢસડતો એકદમ ધસી આવે છે, અને ઝાડ અને પશુઓ વચ્ચે થઈને મારગ કરતો બચુની આગળ આવી ઉભો છે અને ખૂબ વીરતાપૂર્વક એનો બચાવ કરે છે. ]

કૂતરો—[ બધાંને સંખ્યાબંધ મોટા બચકાં ભરીને ] આ બાજુ, બચુભાઈ! આ બાજુ. બ્હીતા નહિ હો. લગાવે રાખજો. મારા દાંત કેમ વાપરવા એ મને બરાબર આવડે છે. લે, લેતું જા રીંછડા! તારા તો પેટમાં જ ઠીક પડશે....આવી જાઓ, બીજા કોને જોઈએ? લે, તું લેતો જા! આ....ડુક્કર અને આ તો પેલા ઘોડલા માટે અને આ આખલાના પૂંછડાં ઉપર! લીમડાની છાલ તો ઉખેડી નાખીશ અને આ વડલાની દાઢી કરડી ખાઈશ! વ્હાઉ, વ્હાઉ!....બહુ મજા પડે છે!

બચુ—[ હારી જઇને ] અરે, હું તો થાકી ગયો. મારા માથા ઉપર આ પીંપળાએ એક મોટો ઘા લગાવ્યો છે.

કૂતરો—વ્હાઉ, વ્હાઉ....ઓ, આ સરૂએ મારો પગ તોડી નાખ્યો.

બચુ—પાછાં ફરીથી એ બધાં એકીસાથે મારા ઉપર ધસી આવે છે....અરે, આ વરૂ....

કૂતરો—ઉભા રહો, ભાઇ! એને પણ એક બરાબરનું બચકું આપીશ.

વરૂ—મૂરખ!....જાતભાઈ થઇને સામો થાય છે? એના બાપે તારાં સાત ગલૂડિયાં ડૂબાડી દીધાં તે ભૂલી જાય છે?

કૂતરો—સારી વાત છે. બહુ સારૂં કર્યું. પણ એમ કર્યું એનું કારણ તો એ હતું કે એ બધાં તારા જેવાં હતાં.

બધાં વૃક્ષો અને પશુઓ—દ્રોહી! દુષ્ટ! સાવ ભોટ જેવો છે! અરે, એ તો પૂરો થઈ જવા આવ્યો છે. ચાલ હવે અમારા ભેગો ભળી જા.

કૂતરો—[ ભક્તિભાવથી ભરપૂર ] કાળાન્તે પણ નહિ! એ તો બનવાનું જ નથી. તમારાં બધાંની સામે હું એકલો થઇશ....મારા સ્વામી, મહાન અપૂર્વ સ્વામીને વફાદાર રહીશ. [ બચુને ] ભાઇ! જાળવજો, પેલું રીંછડું આવે છે. પેલો પેલી મેર આખલો આવ્યો....બદમાશ!

લે. તારી ગરદન ઉપરજ બચકું દીધું. અરરર! આ ગધેડાએ લાત મારી મારા બે દાંત પાડી નાખ્યા!

બચુ—ટીપુ, હવે તો હારી ગયો છું. અરે! આ વડલાએ મને બહુ મોટો ફટકો લગાવ્યો છે. મારા હાથમાંથી લોહી નીકળવા માંડ્યું છે, જો!

કૂતરો—ઉભા રહો, ભાઈ! તમારા ઘાને ચાટી લઈશ તો મટી જશે. મારી પાછળ રહેજો. એ ફરીથી આવવાનાં નથી....અરે, માળાં પાછાં ધસારો કરે છે! બહુ જબરાં લાગે છે! આપણે અડગ સામનો કરવો પડશે.

બચુ—[ જમીન ઉપર પડી જતાં ] હવે મારાથી રહેવાતું નથી.

કૂતરો—[ કાન માંડીને ] અરે! આપણી મદદે એ બધાં આવે છે....મને એમનાં પગલાં સંભળાય છે. મને ગંધ આવે છે.

બચુ—કોણ? ક્યાં?

કૂતરો—ત્યાં....દેખો! દેખો, તેજુબહેન આવી પહોંચ્યાં છે. એમણે આપણને જોયાં છે. ભાઇ! હવે તમને કાંઈ વાંધો નહિ આવે. બસ, જીત્યા સમજો. જુઓ, હવે આ બધાં કેવાં ડરવા લાગ્યાં છે? જુઓ પાછાં હઠવા લાગ્યાં....

બચુ—તેજુ, ઓ તેજુ! જલદી આવને? જલદીથી! આ બધાં વિફરી ગયાં છે, અને અમારી સામે થયાં છે.

[ તેજુ આવે છે. જેમ જેમ તે આગળ આવે છે તેમ તેમ વન ઉપર ઉષાનાં અજવાળાં પથરાય છે, વન પ્રકાશિત થાય છે. ]

તેજુ—પણ છે શું ? આ બધું શું બન્યું ?........પણ બચુ, બેટા ! તને આટલી પણ ખબર ન પડી ? આ મણિને ફેરવવાનો હતો. એને ફેરવીશ એટલે આ બધાં ચૂપ થઇ જશે અને પાછાં છૂપાઇ જશે; અને એ લોકોનો છૂપાયલો ક્રોધ તને જણાશે પણ નહિ.

[ બચુ મણિ ફેરવે છે. બધાં વૃક્ષોના આત્માઓ પોતપોતાના થડમાં એકદમ ધસી જાય છે. બધાં પશુઓના આત્મા પણ દેખાતા બંધ થાય છે; અને દૂર દૂર એક શાંત ગાય અને થોડાં ઘેટાં-બકરાં ચરતાં જણાય છે. પાછું આખું વન સ્વસ્થ, શાંત અને સોહામણું બની જાય છે. બચુ આશ્ચર્યથી આજુબાજુ જોઇ રહે છે. ]

બચુ—બધાં ગયાં ક્યાં ? એમને શું થઇ ગયું હતું ? બધાં ગાંડાં થઇ ગયાં હતાં ?

તેજુ—ના, ના. એ તો હમેશાં એવાં જ હોય છે. પણ આપણે જોઇ શકતા નથી એટલે આપણને એની ખબર પડતી નથી. મેં તને એ પહેલાં કહ્યું હતું. હું અહીં તારી સાથે ન હોઉં ત્યારે એમને જગાડવાં એ સલામતીભર્યું નથી.

બચુ—[ પોતાનો છરો દ્હોતો ] અરે, પણ આ ટીપુ ન હોત

તો બહુ ભારે પડત! આ બધાં આટલાં દુષ્ટ હશે એનો તો મને ખ્યાલ જ નહોતો.

તેજુ—તને સમજાયું ને, કે આખી દુનિયામાં માણસ બધાંની સામે એકલો ઝૂઝે છે.

કૂતરો—ભાઇ, બચુભાઈ! તમને બહુ વાગ્યું ?

બચુ—ના, ખાસ ચિંતા કરવા જેવું નથી. અને સારૂં થયું કે એ લોકોએ બાબી ઉપર હુમલો ન કર્યો. પણ ટીપુ, પ્યારા ટીપુ! તને તો બહુ વાગ્યું છે. આખું મ્હોં લોહીથી ભરાઇ ગયું છે, અને તારો પગ મર-ડાઇ ગયો છે.

કૂતરો—એમાં કાંઈ નહિ. એ તો કાલે મટી જશે. પણ લડાઇ આકરી હતી, હો!

મીની—[ ઝાડીની પાછળથી આવીને ] ઓય મા! પેલા બળદે મારા પેટમાં શીંગડાં વડે એવું વગાડયું! એનો ઘા જણાતો નથી પણ બહુ દરદ થાય છે; અને આ મારો પગ તો તૂટી જાય છે!

કૂતરો—[ કટાક્ષમાં ] કયો પગ, બહેન બા ?

બાબી—[ મીનીને થાબડીને ] મારી મીની! વાગી ગયું તને? હવે નહિ વાગે હોં. પણ તું હતી કયાં? મેં તને જોઇ જ નહિ.

મીની—[ દુઃખાશથી ] બહેન, બાબીબહેન! પેલું બદમાશ

ભૂંડ હતુંને, તે તમને ખાઇ જવા આવતું હતું, તે એની સામે થવા ગઇને, તે બહેન! મને વાગી ગયું. અને પછી તો વડલાએ મને એક એવો ફટકો લગાવ્યોને કે બહેન, હું તો બેભાન જ થઇ ગઈ!

કૂતરો—સાચી વાત છે તારી. મારે જરા તારી સાથે ખાનગી વાત કરવી છે; તને થોડીક ખબર પાડવી છે.

મીની—[રોતલવેડા કરીને, બાબીને] બહેન! આ રોચો મને પજવે છે; મને મારશે તો?....

બચુ—[કૂતરાને] ટીપુ! એને પજવ મા. સીધો રહે, કહું છું.

[બધાં ચાલ્યા જાય છે.]

પડદો પડે છે.

# અંક ચોથો

## દૃશ્ય પહેલું

### પડદા આગળ

[ પડદા ઉપર મજાનો વાદળાંઓનો દેખાવ છે. બચુ, બાબી, તેજુ, કૂતરો, મીની, રોટલો, અગ્નિ, સાકર, જલબાલા અને દૂધ પ્રવેશ કરે છે. ]

તેજુ—મને લાગે છે કે આ વખતે આપણને નીલ પંખી જરૂર જડશે. પહેલાં એ વિચાર મને સૂઝયો હોત તો વધુ સારૂં થાત. પણ જ્યારે ઉષાને લીધે મારૂં બળ મેં પાછું પ્રાપ્ત કરી લીધું ત્યારે આજ સવારે જ, આકાશમાંથી કિરણ આવે તેમ વિચાર આવ્યો. જે જાદુઈ મહાલયોમાં મનુષ્યોના બધા આનંદો, બધાં સુખો ભાગ્યની દેખરેખ નીચે રાખવામાં આવે છે તે મહાલયોના પ્રવેશદ્વાર આગળ આપણે ઉભાં છીએ.

બચુ—એ બધાં ઘણાં બધાં છે ? આપણને કંઇ મળશે એમાંથી ? એ નાનકડાં છે ?

તેજુ—કેટલાંક નાનકડાં છે અને કેટલાંક મોટાં પણ છે. કોઇ ગામડિયાં છે તો કોઈ સંસ્કારી છે. કોઇ બહુ સુંદર છે તો કોઇ બહુ દેખાવડાં નથીયે તે....... એમાં બહુ કદરૂપ હતાં તેમને તો બગીચામાંથી થોડા વખત પહેલાં હાંકી કાઢવામાં આવ્યાં છે, અને એ લોકો દુઃખોની સાથે હવે રહે છે. સુખોના બગીચાની પાસે દુઃખોને રહેવા માટેની ગુફા છે, અને બંને વચ્ચે એક બહુ જ આછો પાતળો પડદો છે. એ પડદો સત્યની ઉંચાઈએથી કે અનન્તના ઉંડાણ-માંથી જે પવનની લહરો ફૂંકાય છે તે વડે દરેક ક્ષણે ઉંચો થાય છે....આપણે હવે આપણી જાતને વ્યવ-સ્થિત રીતે ગોઠવવાનું અને થોડીએક સૂચનાઓ ધ્યાનમાં રાખી લેવાનું છે. સામાન્ય રીતે આનંદો ઘણા ભલા છે; પણ તોયે એમનામાં કેટલાક તો મોટાંમાં મોટાં દુઃખો કરતાં પણ વધુ દુઃખજનક અને દગાબાજ હોય છે.

રોટલો—મને એક વિચાર સૂઝે છે. જો એવા જોખમકારક અને દગાબાજ એ બધા હોય તો પછી આપણે બધાં બહાર રહીએ તો વધુ ઠીક નહિ થાય? એટલે બચુ બાબીને કાંઇ હરકત આવે તો આપણે મદદ પણ કરી શકીએ.

કૂતરો—જા જા હવે, તદ્દન ઉંધી વાત કરે છે! મારે

તો એ બંનેની સાથે જ બધે જવું છે. જે લોકો ડરતાં હોય તે ભલે બહાર રહે. [ રોટલા તરફ નજર કરી ] આપણે બાયલા બીકણ લોકોની કાંઇયે જરૂર નથી. [ મીની તરફ જોઇને ] અને દગાખોર લોકો પણ સાથે જોઇતા નથી.

અગ્નિ—હું તો આવવાનો. અંદર બહુ મજા છે એમ સાંભળ્યું છે. બધો વખત અંદર નૃત્ય ચાલ્યા કરે છે.

રોટલો—એ લોકો ખાય કરે છે કે ?

જલબાલા—[ રુદન કરતી ] મેં તો કોઇ દિ' નાનું સુખ પણ દીઠું નથી. મારે થોડાંક જોવાં છે.

તેજુ—બધાં ચૂપ થાઓ. તમને મત આપવાનું કોણે કહ્યું હતું ? મેં આમ નિર્ણય કર્યો છેઃ—કૂતરો, રોટલો અને સાકર બાળકોની સાથે અંદર જાય. જલબાલા બહાર રહેશે કારણ કે એ બહુ ટાઢી છે, અને અગ્નિ પણ બહાર રહેશે કારણ કે એ બહુ ઉત્પાતિયો છે. દૂધને બહાર દરવાજે જ ઉભા રહેવાનું, અને મીની એને ફાવે તેમ કરે.

મીની—આનંદોનાં પાડોશી જે મુખ્ય દુઃખો છે, એમને હું સારી પેઠે ઓળખું છું. એમને હું મળવા જઇશ.

બચુ—અને તેજુબહેન, તમે ? તમે તો આવશોને ?

તેજુ—હું એમ ને એમ આનંદોની વચમાં ન આવી શકું. એમાંનાં ઘણાં ખરાં મને સહન કરી શકતાં નથી. પણ

જ્યારે સુખી લોકો પાસે હું જાઉં છું ત્યારે એક ઘેરો બુરખો ઓઢું છું. આ રહ્યો એ. [ એક મોટો બુરખો કાઢે છે અને જાળવીને આખો ઓઢી લે છે. ] સારૂં એકે કિરણ એમને ચમકાવી ન દે એ ધ્યાન મારે રાખવું જોઈએ, કારણ કે ઘણાં સુખો ડરી જાય એવાં હોય છે અને સુખી નથી. એટલે હું આ ઓઢું તો પછી એમનામાંનાં કદરૂપમાં કદરૂપ કોઇને મારાથી ડરવાપણું રહે નહિ. [ બધાં જાય છે. ]

પડદો પડે છે.

## દૃશ્ય બીજું

## સુખનો પ્રાસાદ

[આગલાં દશ્યોવાળો પડદો જ્યારે ખુલે છે ત્યારે રંગભૂમિ ઉપર એક મોટા મહાલયનો વિશાળ ઓરડો દેખાય છે. આરસપહાણના સુંદર સ્તંભો છે, અને વચમાં ઘેરા જાંબલી રંગના પડદા સોનેરી દોરી ઉપર લટકે છે. ચારે બાજુએ જાણે કોઇ અજબ શોખીન શહેનશાહનું આરામગૃહ હોય તેમ વિલાસ અને શણગાર-સામગ્રીની વિપુલતા નજરે પડે છે. ઓરડાની મધ્યમાં એક સુખડ અને હાથીદાંતનો સરસ બાજઠ પડ્યો છે, અને તેના ઉપર રંગબેરંગી કાચની દીવીઓમાં સુગંધી તેલના દીવા ઝાકઝમાળ બળતા હોય છે. ધૂપદાનીઓમાંથી માદક ધૂપની લહરો આખા ઓરડામાં લહેરાય છે. બાજઠની સામે મોટા મખમલ મશરૂના ગાદીતકિયા બિછાવેલા છે, અને એના ઉપર પૃથ્વીના વિલાસો પડ્યા પડ્યા, હસતા બોલતા, આળોટતા, ખાતા, પીતા, મજા કરતા પડ્યા છે. દરેકની પાસે એક નાની બાજઠ ઉપર બત્રીશ પકવાન્નની સોનાની થાળીઓ અને પીળી માટીની ચીની રકાબીઓમાં વિવિધ પ્રકારનાં ફળ પડેલાં છે. મીનાકામ કરેલા પિત્તળના વિભૂષિત કૂંજાઓમાં સુવાસિત પાણી અને બીજાં પીણાંઓ ભરેલાં પડ્યાં છે. ગાદીતકિયા ઉપર આરામથી પડેલા મહેરબાનોએ રેશમ અને સાચી જરીનાં વસ્ત્રો પહેરેલાં છે અને માથા ઉપર હીરા, મોતી, માણેક વગેરે વિધવિધ પ્રકારનાં રત્નોના મુગટ ધારણ કર્યા છે. આજુબાજુ, પડ્યો હુકમ ઝીલવા રૂપાળી બાંદીઓ ખડે પગે ઉભી જ છે. આનંદથી ઉભરાતું શરણાઇઓનું સંગીત સંભળાય છે. બધે રાતો પ્રકાશ ફેલાયેલો દેખાય છે. આ જોઈને બચુ, બાળી, કૂતરો, રોટલો અને સાકર પહેલાં તો આશ્ચર્યચકિત થઇ જાય છે અને તેજુની પાસે આવી એને ફરી વળે છે. મીની કશું બોલ્યા વિના પાછળ ચાલી જાય છે, અને એક કાળો પડદો ખસેડીને એની પાછળ અદૃશ્ય થાય છે.]

બચુ—આ રાતામાતા મહેરબાનો કોણ છે?—આટલાં બધાં માલમિષ્ટાન્ન ઉડાવે છે તે?

તેજુ—ધરતીના મોટામાં મોટા વિલાસો જેને આપણે ઉઘાડી આંખે જોઇ શકીએ છીએ તે આ છે. બહુ સંભવ છે તો નહિ, પણ કદાચ એક પળ માટે નીલ પંખી અહીં આવ્યુંયે હોય. એટલે હમણાં મણિ ફેરવતો નહિ. આપણે આ બાજુથી–જમણે પડખેથી ઓરડામાં શોધ કરવા માંડીએ.

બચુ—આપણાથી એમની પાસે જવાય?

તેજુ—જરૂર. એ લોકો કાંઇ દુષ્ટ સ્વભાવના નથી. જો કે સામાન્ય રીતે સારી રીતે ન ઉછરેલા હોઇ અસંસ્કારી હોય છે ખરા.

બાળી—પેલાં કેળાં બહુ મજાનાં છે.

કૂતરો—જલેબી, પેલું કઢેલ દૂધ, એ બધું પણ સરસ છે, હો!

રોટલો—મજાના બારીક મેંદાની બનાવેલી પૂરીઓ ને ખાજાં સૌથી સરસ તો છે, ભારે સરસ છે, બ્હોત અચ્છે હેં!

સાકર—માફ કરજો, ભાઇ! માફ કરજો, બ્હેન! સાચો-સાચ આપની ક્ષમા માગું છું. પણ....પણ મારે કહેવું જોઇએ કે—હું આપ કોઇના વિરુદ્ધ બોલતી નથી; આપ કોઇની સામે કશું કહેવાનું નથી. પણ આપને

એમ નથી લાગતું કે એ બધા થાળોમાં સૌથી સરસ અને ભપકાદાર તો સાકરની બનાવેલી જુદી જુદી મિઠાઈઓ છે? મને તો લાગે છે કે દુનિયામાં એનાથી સરસ ક્યાંયે કશું નથી.

બચુ—એ લોકો બહુ સુખી અને આનંદમાં જણાય છે. લહેર કરે છે, ગાય છે, ખાય છે, પીએ છે; બસ મોજ ઉડાવે છે! મને લાગે છે કે એ લોકોએ આપણને દીઠાં છે.

[દસ બાર વિલાસો ગાદી ઉપરથી ઉઠે છે અને લચકી પડતી ફાંદોને હાથ વડે ટેકવતા, આધ્સ્તા કદમ, દરબારોની જેમ, બચુ ને બાબી તરફ આવે છે.]

તેજુ—ડરશો નહિ; એ લોકો મળતાવડા હોય છે. કદાચ તમને જમવાનું નોતરૂં આપશે. પણ આપણું મુખ્ય કામ, આપણું ધ્યેય ભૂલાઇ ન જાય તેટલા ખાતર એ સ્વીકારતા નહિ; બીજું કશું પણ સ્વીકારતા નહિ!

બચુ—શું? એક નાનકડી જલેબીયે નહિ? એવી તાજી, મજાની, કેસરી રંગની સરસ લાગે છે ને....મારા મોઢામાં તો પાણી....!

તેજુ—ભાઇ! એ બધાં જોખમકારક છે, નુકસાનકારક છે. અને એમનામાં માણસના નિશ્ચયને ડગાવી નાખવાની તાકાત છે. જે કામ કરતા હોઇએ એને માટે કંઇક તો ભોગ આપતાં આવડવું જ જોઇએ. આ લોકોને નમ્રતાપૂર્વક, છતાં દૃઢતાપૂર્વક ના પાડજો.

સૌથી મોટો વિલાસ—[ બચુને નમસ્કાર કરીને ] કેમ છો, બચુભાઈ ?

બચુ—[ અચંબાથી ] તમે મને ક્યાંથી ઓળખો ? તમે કોણ છો ?

વિલાસ—આ બધા વિલાસોમાં સૌથી મોટો ને ' ધનિક હોવાનો વિલાસ ' હું છું. હું મારા તરફથી અને મારા ભાઈઓ તરફથી તમને અને તમારાં સાથીદારોને ભોજનનું આમંત્રણ આપવા આવ્યો છું. તમે એ સ્વીકારવા કૃપા કરશો ? પૃથ્વીના સાચા, મોટા, વિલાસો પાસે આવશો તો તમને બધું સરસ અને મજાનું જોવા, પામવા મળશે. એમાંના મુખ્ય મુખ્ય છે એની ઓળખાણ હું કરાવું. ' જમીનદાર થવાનો વિલાસ ' એ આ ભાઈ; જેમનું પેટ ભાલા જેવું અણીદાર છે. એ મારા જમાઈ થાય. આ ફૂલેલા ગાલ વાળા, મોટા મ્હોંવાળા છે તે ' સંતુષ્ટ મિથ્યાભિમાનનો વિલાસ ' છે. [ એ ભાઇ હસીને માથું નમાવે છે. ] પેલા બે ભાઈઓ છે, તેમાંના એક તો ' તરસ્યા ન હોઇએ ત્યારે પીવાનો વિલાસ ' છે અને બીજા ' ભૂખ્યા ન હોઇએ ત્યારે જમવાનો વિલાસ ' છે; બંને જોડિયા ભાઇબંધો છે. એમના પગ મેંદાની સેવના બનેલા છે. [ એ લોકો હાથથી વંદન કરે છે. ] ' કશું ન જાણવાનો વિલાસ-અજ્ઞાનનો વિલાસ ' આ ભાઇ છે; એ

એમ નથી લાગતું કે એ બધા થાળોમાં સૌથી સરસ અને ભપકાદાર તો સાકરની બનાવેલી જુદી જુદી મિઠાઈઓ છે? મને તો લાગે છે કે દુનિયામાં એનાથી સરસ ક્યાંયે કશું નથી.

બચુ—એ લોકો બહુ સુખી અને આનંદમાં જણાય છે. લહેર કરે છે, ગાય છે, ખાય છે, પીએ છે; બસ મોજ ઉડાવે છે! મને લાગે છે કે એ લોકોએ આપણને દીઠાં છે.

[ દસ બાર વિલાસો ગાદી ઉપરથી ઉઠે છે અને લચકી પડતી ફાંદોને હાથ વડે ટેકવતા, આહસ્તા કદમ, દરબારોની જેમ, બચુ ને બાબી તરફ આવે છે. ]

તેજુ—ડરશો નહિ; એ લોકો મળતાવડા હોય છે. કદાચ તમને જમવાનું નોતરૂં આપશે. પણ આપણું મુખ્ય કામ, આપણું ધ્યેય ભૂલાઇ ન જાય તેટલા ખાતર એ સ્વીકારતા નહિ; બીજું કશું પણ સ્વીકારતા નહિ!

બચુ—શું? એક નાનકડી જલેબીયે નહિ? એવી તાજી, મજાની, કેસરી રંગની સરસ લાગે છે ને....મારા મોઢામાં તો પાણી....!

તેજુ—ભાઇ! એ બધાં જોખમકારક છે, નુકસાનકારક છે. અને એમનામાં માણસના નિશ્ચયને ડગાવી નાખવાની તાકાત છે. જે કામ કરતા હોઇએ એને માટે કંઇક તો ભોગ આપતાં આવડવું જ જોઈએ. આ લોકોને નમ્રતાપૂર્વક, છતાં દૃઢતાપૂર્વક ના પાડજો.

પધારોને, આપને માટે બે ગાદીતકિયા તૈયાર છે.

બચુ—ના ના, માફ કરજો, વિલાસભાઇ! હું દિલગીર છું. એક ક્ષણ માટે પણ મારાથી અવાય તેમ નથી. અમારે બહુ ઉતાવળ છે. અમે નીલ પંખીની શોધમાં છીએ. એ ક્યાં છૂપાયું છે એની તમને ખબર છે?

વિલાસ—નીલ પંખી?...હં....ઉભા રહેજો. હા, સાભર્યું. ....થોડા દિવસ ઉપર કો'ક એની વાત મને કરતું હતું ખરૂં. કહે છે કે ઠીક પંખી છે. પણ આટલામાં તો કોઈ દિ' દેખાયું નથી. પણ એનો શો ખપ છે? અમારી પાસે તમે રાજીરાજી થઇ જાઓ એવું બીજું પુષ્કળ છે. આવોને! અમે કેમ રહીએ છીએ, શું કરીએ છીએ, એ જુઓ અને અમારી જેમ લહેરથી રહો.

બચુ—તમે કેમ રહો છો?

વિલાસ—કેમ વળી, આખો વખત અવિરતપણે કશું જ ન કરવામાં અમે રોકાયેલા રહીએ છીએ. એક મિનિટનો આરામ મળતો નથી. અમારે ખાવાનું હોય, પીવાનું હોય, સૂવાનું હોય; જરાય ફુરસદ ન મળે!

બચુ—એમાં મજા પડે છે?

વિલાસ—હાસ્તો. પડે જ ને! દુનિયા ઉપર બીજી મજા જ ક્યાં છે?

તેજુ—સાચોસાચ, તમને એમ લાગે છે?

સાવ બહેરા છે. અને ' કશું ન સમજવાનો વિલાસ ' એટલે ' અણસમજણનો વિલાસ ' આ ભાઇ છે; એ તદ્દન આંધળા છે. આ છે તે ' કશું ન કરવાનો વિલાસ ' એટલે ' નિરુદ્યમનો વિલાસ ' છે; અને આ ભાઈ તે ' હદ ઉપરાંત ઊંઘવાનો વિલાસ ' એટલે ' અતિનિદ્રાનો વિલાસ ' છે. એમના હાથ મેંદાની પૂરીઓના બનેલા છે, અને આંખો કેરીના મુરબ્બાની છે. આ જે દેખાય છે તે ' જાડા ખડખડાટ ' છે, એટલે એ તો હસ્યા વિના રહી શકતા જ નથી. [ પેટ પકડીને હસતા, ' જાડા ખડખડાટ ' નમસ્કાર કરે છે. ]

બચુ—[ એક બાજુએ ઉભા રહી ગયેલા વિલાસ તરફ આંગળી ચીંધી ] પેલા ભાઇ આપણી પાસે આવતાં ગભરાતા લાગે છે અને પીઠ કરીને ઉભા છે, તે કોણ છે ?

ધનિક હોવાનો વિલાસ—એને વિષે પૂછતા નહિ; એ જરા વિચિત્ર છે, અને બાળકોની જોડે ઓળખાણ કરાવવા લાયક નથી. [ બચુના હાથ ઝાલીને ] પણ આવોને ભાઇ ! ફરીથી પાછી મિજબાનીની શરૂઆત થશે. આજ સવાર પછી આ બારમી વારની છે. અમે બધા તમારી જ રાહ જોઇ રહ્યા છીએ. જુઓને, બધા લહેરી લાલાઓ તમને જ બોલાવી રહ્યા છે....એ બધા એટલી મોટી સંખ્યામાં છે કે હું તમને એ બધાની ઓળખાણ કરાવી શકીશ નહિ. [ બંને બાળકોને હાથ જોડી ]

પધારોને, આપને માટે એ ગાદીતકિયા તૈયાર છે.

બચુ—ના ના, માફ કરજો, વિલાસભાઇ! હું દિલગીર છું. એક ક્ષણ માટે પણ મારાથી અવાય તેમ નથી. અમારે બહુ ઉતાવળ છે. અમે નીલ પંખીની શોધમાં છીએ. એ ક્યાં છૂપાયું છે એની તમને ખબર છે?

વિલાસ—નીલ પંખી?....હેં....ઉભા રહેજો. હા, સાંભર્યું. ....થોડા દિવસ ઉપર કો'ક એની વાત મને કરતું હતું ખરૂં. કહે છે કે ઠીક પંખી છે. પણ આટલામાં તો કોઇ દિ' દેખાયું નથી. પણ એનો શો ખપ છે? અમારી પાસે તમે રાજીરાજી થઇ જાઓ એવું બીજું પુષ્કળ છે. આવોને! અમે કેમ રહીએ છીએ, શું કરીએ છીએ, એ જુઓ અને અમારી જેમ લહેરથી રહો.

બચુ—તમે કેમ રહો છો?

વિલાસ—કેમ વળી, આખો વખત અવિરતપણે કશું જ ન કરવામાં અમે રોકાયેલા રહીએ છીએ. એક મિનિટનો આરામ મળતો નથી. અમારે ખાવાનું હોય, પીવાનું હોય, સૂવાનું હોય; જરાય ફુરસદ ન મળે!

બચુ—એમાં મજા પડે છે?

વિલાસ—હાસ્તો. પડે જ ને! દુનિયા ઉપર બીજી મજા જ ક્યાં છે?

તેજુ—સાચેસાચ, તમને એમ લાગે છે?

વિલાસ—આ વચ્ચે બોલનાર કોણ છે?

[આ આખી વાતચીત ચાલી તે દરમિયાન બીજા વિલાસો કૂતરાને, સાકરને અને રોટલાને સમજાવીને મિજબાનીમાં લઇ ગયા છે; અને એ લોકો પાટલા ઉપર બેઠાં બેઠાં લહેરથી મિષ્ટાન્ન આરોગે છે. બચુ એકાએક એમને જુએ છે.]

બચુ—અરે તેજુબહેન! જુઓને? પેલાં તો ભોજન જમે છે!

તેજુ—એમને બોલાવી લ્યો; નહિ તો પાછળથી મુશ્કેલ પડશે.

બચુ—ટીપુ, એઇ ટીપુ! અહીં આવ. આવતો રહે, કહું છું. સાંભળ્યું કે નહિ, અલ્યા? અને એ સાકર, રોટલા! તમને કોણે ત્યાં જવાનું કહ્યું હતું? રજા વિના ત્યાં શું કરો છો?

રોટલો—[મ્હોમાં તો ખાવાનું ભરેલું છે.] જરા સભ્યતાથી બોલતાં નથી આવડતું?

બચુ—શું? આ રોટલો આવું બોલવા માંડ્યો? શું થઈ ગયું છે એને? અને ટીપુ! આસ મારો હુકમ મનાય કે? ચાલ અહીં આવ. જલદી, એકદમ આવી જા, કહું છું.

કૂતરો—[જમતાં જમતાં] જ્યારે જમતો હોઉં છું ત્યારે મને કાંઈ બીજું ભાન રહેતું નથી; બીજી એકે વાત સંભળાતી જ નથી.

સાકર—[ મ્હોમાં મધ ભરીને] માફ કરજો, બચુભાઈ ! પણ આવા માનવંતા ગૃહસ્થોના આગ્રહને ના પણ કેમ પડાય ? એમને માઠું લાગે, ને.......

વિલાસ—સમજ્યા ? એમનો ધડો લેવા જેવું છે. આવોને ? તમારી રાહ જોઈ રહ્યા છીએ. અમને ના તો ન જ પડાય....નહિ તો પછી અમારે થોડીક ખેંચતાણ શરીરથી કરવી પડશે. આવો ભાઈઓ, જરા મદદ કરો. આપણે એમને ખાટલા સુધી ખેંચી લઈ જવા પડશે; એટલે ભાવે કે કભાવે એમને આપણી મહેમાનગીરી સ્વીકારવી પડશે.

[ બધા વિલાસો આનંદની બૂમો પાડતા બને તેટલી ઝડપથી આગળ આવે છે, અને બચુ બાળીને ઘસડે છે. 'જાડો ખડખડાટ' તેજુના બંને સાથ પકડી લે છે.]

તેજુ—મણિ ફેરવ, વખત આવી લાગ્યો છે !

[ બચુ તેજુના કહેવા પ્રમાણે કરે છે. એકાએક બધે કોઈ અપાર્થિવ, દિવ્ય અને સુહાસમય ગુલાબી પ્રકાશ ફેલાઈ જાય છે. પેલા મોટા લાલ પડદાઓ અદૃશ્ય થઈ જાય છે. વિલાસની બધી સામગ્રી-બાજઠો, ગાદી, તકિયા, ફુવારા-એકેએક વસ્તુ ગેબ થઈ જાય છે; અને એની જગ્યાએ ઉંચા પાતળા થાંભલા ઉપર ટકી રહેલ કોઈ ભવ્ય, ઉદાત્ત અને સુંદર સાત્વિક મહા મંદિરનાં દર્શન થાય છે. બધા વિલાસોનાં રેશમ અને મખમલનાં વસ્ત્રો અને તાજ ને પોશાક અપૂર્વ

પ્રકાશના એક સપાટે નીચે પડી જાય છે; એમનાં મ્હોં જે મોટાં અને રાતાંમાતાં હતાં તે વ્હીલાં અને નાનાં થઈ જાય છે, અને એ બધા હેબતાઈ જાય છે. એ લોકો ચૂસાઈ ગયેલ કેરી જેવા અથવા ફૂટી ગયેલા ફુક્કાની જેમ સાવ પાતળા પડી જાય છે, એકબીજાની સામે ગભરાટમાં જોઈ રહે છે, અને જે અજાણ્યા નવા પ્રકારનાં કિરણો એમને વાગે છે તેને લીધે આંખો ચોળે છે. પોતાની જાતને જેવા છે તેવા સ્વરૂપમાં—એટલે નગ્ન, કદરૂપ, તિરસ્કાર યોગ્ય અને અણગમાપ્રેરક પોતાના દેહ—જોઈને શરમ અને નિરાશાથી ચીસો પાડે છે! અને ખાસ તો બધાની ચીસોમાં 'જાડા ખડખડાટ'ની ચીસો બહુ મોટી સંભળાય છે. 'કંઈ ન સમજવાનો વિલાસ' એ એકલો જ બાઘાની જેમ ઉભો રહે છે; પણ બીજા બધા ક્યાંય અંધારો ખૂણો મળે તો છૂપાઈ જવા માટે દોડાદોડ કરી મૂકે છે, પણ આવા પ્રકાશિત ઓરડામાં અંધારાની એક છાયા સરખી પણ છે નહિ. અને એટલે કાંઈ ન સૂઝવાથી નિરાશામાં જમણી બાજુએ દુઃખોની ગુફા ઉપર જે પડદો લટકે છે એમાં પેસી જવાનો વિચાર કરે છે. ભયથી ભાગીને દરેક વિલાસ પડદો ઉંચકી પેસે છે ત્યારે હરવખતે અંદરથી—ગુફાના ઉંડાણમાંથી શાપ અને ગાળોનો વરસાદ સંભળાય છે. કૂતરો, સાકર અને રોટલો નીચાં મ્હોં કરી બાળકોની પાસે આવી ચૂપકીદીથી ઉભાં રહી જાય છે. ]

બચુ—[ વિલાસોને ભાગતા જોઈને ] તોબાહ ! આ બધા કેટલા કુરૂપ છે, બેડોળ છે ! એ બધા ક્યાં ભાગ્યા ?

તેજુ—મને લાગે છે કે દિવાના થઈ ગયા છે....બીજું કોઈ સ્થળ ન રહેવાથી હવે દુઃખોની ભેગા રહેવા એ લોકો ભાગે છે. મને લાગે છે કે હવે હમેશાં એમને ત્યાં જ રહી જવું પડશે.

બચુ—[ આજુબાજુ જોઇ આનંદથી ] કેટલું સુંદર સ્થળ છે ! આપણે ક્યાં આવી ગયાં ?

તેજુ—આપણે ક્યાંય આવ્યાં કે ગયાં છીએ જ નહિ. પણ તારી આંખો હવે જુદી રીતે જોવા માંડી છે. હવે આપણને વસ્તુઓનું હાર્દ-સત્ય દેખાય છે. હવે મણિના પ્રકાશમાં પણ ટકી શકે એવા આનંદોના આત્મા આપણને જોવા મળશે.

બચુ—પણ ખરેખર સરસ છે, હો ! કેવો મજાનો લાડ કરતો પવન વાય છે ! જાણે કે વસંતઋતુ હોય એવું લાગે છે. અહા ! આ બાજુ કોઇ આપણને મળવા આવતાં હોય એમ લાગે છે.

[ જાણે નીંદરના લીલા બેટમાંથી ઉઠીને આવતાં હોય તેમ મંદ ગતિએ, મલકાતાં, સરકતાં ચાલતાં, દિવ્ય સ્વરૂપો આખા ઓરડામાં આવવા માંડે છે. સૂંવાળાં અને આછા મધુરા રંગોનાં વસ્ત્રો એમણે પહેરેલાં છે–ગુલાબની પાંદડી, પ્રાતઃકાળની ઝાકળ, જલના હાસ્ય-તરંગ, સંધ્યાની સુનેરી, એવાં એવાં રંગોવાળાં વસ્ત્રો છે.]

તેજુ—કેટલાક માયાળુ અને મજાના આનંદો આવે છે; તે આપણને મારગ બતાવશે.

બચુ—તમે એમને ઓળખો છો?

તેજુ—હા. એ બધાને હું ઓળખું છું. હું કોણ છું એની એમને ખબર પડવા દીધા વિના હું ઘણી વાર અહીં આવું છું.

બચુ—અરે, કેટલા બધા છે! બધી બાજુએથી ઉભરાયા જ કરે છે!

તેજુ—એક વખત તો આ કરતાંયે વધુ સંખ્યામાં હતા. પણ વિલાસોએ એમને બહુ ઇજા પહોંચાડી છે.

બચુ—કાંઇ વાંધો નહિ; આટલા તો રહ્યા છેને?

તેજુ—અંદરના ઓરડાઓમાં મણિની અસર પહોંચશે તેમ તેમ બીજા ઘણા બહાર આવશે. લોકો માને છે, એના કરતાં દુનિયા ઉપર ઘણાં વધારે સુખો છે. પણ મોટા ભાગના માણસોને એ મળતાં નથી.

બચુ—આ કેટલાક નાના બાળક જેવા રહ્યા; એમને મળવા એમની પાસે જશું?

તેજુ—એમ કરવાની કાંઇ જરૂર નથી. આપણને જેમાં રસ પડે એવા છે તે બધા અહીં થઇને પસાર થશે. બાકીના બધાની ઓળખાણ કરવા જેટલો આપણને વખત નથી.

[ નાનકડા સુખોની એક મંડળી હાસ્યથી મલકાતી અને નૃત્યથી છલકાતી ઓરડાની પાછળથી આવી ચડે છે, અને બચુ બાબીની આસપાસ નાચે છે. ]

બચુ—કેટલાં સોહાસણાં છે! અરે પણ કેટલાં બધાં સોહામણાં છે! એ કોણ છે? ક્યાંથી આવ્યાં છે?

તેજુ—એ બાળકોનાં સુખો છે.

બચુ—એમની સાથે વાતો કરાય?

તેજુ—એનો કાંઇ અર્થ નથી. એ લોકો ગાય છે, નાચે છે, હસે છે, ખેલે છે, પણ વાતો કરતાં નથી.

બચુ—[ આજુબાજુ ફરીને ] કાં, કેમ છો? મજામાં? અરે પણ પેલું કેવું હસી ઉઠે છે! અને એના ગાલ તો ગુલાબે ઘડેલા છે. એમનાં ઝબલાં બહુ સરસ છે! ....તે, આ બધાં પૈસાદાર છે?

તેજુ—નારે, એ તો જેમ બધે હોય તેમ અહીં પણ છે. અહીં પણ પૈસાદાર કરતાં ગરીબોની સંખ્યા વધારે છે.

બચુ—તો ગરીબ ક્યાં છે?

તેજુ—એમ ગરીબ અને તવંગરની ખબર પડી શકશે નહિ. ધરતી ઉપર અને આસમાનમાં જે કાંઇ સુંદર છે એમાં જ બાળકનું સુખ હમેશ સમાયેલું હોય છે.

બચુ—[ ખૂબ તાનમાં આવી જઇને ] પણ મારે એમની જોડે નાચ કરવો છે.

તેજુ—ના, ના; એ ન બને. આપણી પાસે જરાયે વધુ વખત નથી. એમની પાસે નીલ પંખી નથી એ હું જોઇ શકું છું. અને વધારામાં એ લોકો ઉતાવળમાં પણ છે. જોયું ? એટલી વારમાં તો એ લોકો પસાર પણ થઇ ગયાં. બાલ્યકાળ બહુ ટૂંકો હોય છેને, એટલે એમને પણ જરાય વખત બગાડવો પાલવે નહિ.

[ ચાલ્યાં ગયાં એના કરતાં જરાક વધુ ઉંચાં સુખોની એક બીજી ટોળી આવી ચડે છે. "પેલાં રહ્યાં એ, પણે રહ્યાં એ." એમ ઉંચે સ્વરે ગાતાં ગાતાં આવે છે; અને આવીને એકદમ બચુ બાબીની આજુબાજુ આનંદનૃત્ય કરે છે. એ પૂરું થયા પછી એ ટોળીના સરદાર જેવું લાગતું એક સુખ, બચુ પાસે આવી સલામ કરતું જાય છે. ]

સુખ—કાં કેમ છો, બચુભાઇ ?

બચુ—ઓહો ! આપ પણ મને ઓળખો છો ? [ તેજુને ] હું જયાં જાઉં છું ત્યાં બધાં મને ઓળખે છે. [ સુખને ] કોણ છો તમે ?

સુખ—મને ઓળખતા નથી ? તો તો પછી આમાંના કોઇને જ નહિ ઓળખતા હો, સરતથી.

બચુ—[ જરા મૂંઝાતો ] અરે, ના....કાંઇ ઓળખાણ પડતી નથી. તમને કોઇ દિ' દીઠાં હોય એમ સાંભરતું નથી.

સુખ—આહા ! સાંભળ્યુંને ? મને ખાતરી જ હતી. એણે

આપણને કોઈ દિ' દીઠાં જ નથી ! [ બધાં સુખો હસી પડે છે. ] અરે, મારા મહેરબાન બચુભાઇ ! અમને તો તમે વધુમાં વધુ ઓળખો છો. તમારી પાસે ને પાસે દિનરાત રહીએ છીએ. ખાવું, પીવું, ઊંઘવું, જાગવું, જીવવું, બધું અમે તમારી સાથે જ કરીએ છીએ.

બચુ—હા હા, સાચી વાત; મને યાદ આવે છે ખરૂં. પ....ણ તમારૂં નામ જરા કહેશો ?

સુખ—તમને કાંઇ ખબર પડતી નથી. અમે બધાં તમારા ઘરનાં જ સુખો છીએ અને એનો સરદાર હું છું. અમે બધાં તમારી સાથે જ તમારા ઘરમાં વસીએ છીએ.

બચુ—તે, હેં ! મારા ઘરમાં વળી સુખો છે ?

[ બધાં સુખો ખડખડાટ હસી પડે છે. ]

સુખ—સાંભળ્યું કે, ભાઇના ઘરમાં વળી સુખો છે ? હા હા, મારા મહેરબાન ! આપને એટલીયે ખબર નથી કે ઘરના ખૂણેખૂણામાં સુખો સભર ભરેલાં પડ્યાં છે. અમે હસીએ છીએ, ગાઇએ છીએ, એટલી બધી લહેર અને ગમ્મત ઉડાવીએ છીએ કે ઘરની દીવાલો અને છાપરાં ગાજી ઉઠે છે. પણ અમે ગમે એટલું કરીએ તોયે તમે કશું દેખતા નથી અને સાંભળતાયે નથી. હું ઇચ્છું છું કે હવે ભવિષ્યમાં તમે વધુ સમજણા થાઓ....લ્યો, અમારામાં જે ખાસ-

ખાસ છે એમની ઓળખાણ આપું. પછી જ્યારે તમે ફરીથી ઘેર પહોંચશો ત્યારે અમને વધુ આસાનીથી ઓળખી શકશો; અને મજાનો દિવસ પૂરો થાય ત્યારે એકાદ સ્મિત કરી, પ્રેમભીનો શબ્દ બોલી અમને પ્રોત્સાહન આપશો. કારણ કે તમારૂં જીવન સુખમય અને પ્રફુલ્લ રહે એ માટે અમે અમારો બધો પ્રયત્ન કરતાં હોઇએ છીએ. પહેલાં તો મારી પોતાની ઓળખ આપું. પહેલું સુખ તે જાતે નર્યો; 'તંદુરસ્ત અને સ્વસ્થ રહેવાનું સુખ' તે હું છું. હું આ બધાંમાંથી સૌથી દેખાવડું નથી, પણ સૌથી વધુ ઉપયોગી અને આવશ્યક છું. હવે તો મને ઓળખશોને ? આ જે લગભગ પાતળું અને પારદર્શક દેખાય છે તે 'શુદ્ધ હવાનું સુખ' છે. 'માબાપના તરફ વહાલ રાખવાનું સુખ' આ છે. એ જરા ઉદાસ દેખાય છે, કારણ કે કોઈ એના તરફ ધ્યાન આપતું નથી. આ આસમાની વસ્ત્ર પહેરેલું આસમાની આકાશનું સુખ છે, અને આ લીલાં વસ્ત્રોવાળું વનનું સુખ છે; બારીએ જાઓ ત્યારે દરેક વખતે તમને એ નજરે પડશે. આ કેસૂડાંના રંગનાં વસ્ત્ર પહેરેલું વસંતઋતુનું સુખ છે, અને હીરાચમકનાં વસ્ત્રવાળું પ્રભાતના સોનેરી તડકાનું સુખ છે.

ચ્યુ—તમે હમેશાં આવાં સોહામણાં જ રહો છો ?

તંદુરસ્તીનું સુખ—જરૂર, ચોક્કસ! જો માણસો પોતાની આંખો ખુલ્લી રાખે તો દરેક ઘરમાં રોજ ને રોજ દીવાળીના દિવસો જ હોય....અને આ 'સૂર્યાસ્તોનું સુખ' છે. એ દુનિયાના બધા રાજવીઓ કરતાં વધુ ભવ્ય છે. અને એની પાછળ છે તે દેવસમ દૈદિપ્યમાન, 'તારાઓ ઉગતા જોવાનું સુખ' છે....પછી આ મૌક્તિકબુન્દોથી છવાયેલ વર્ષાનું સુખ છે. અને આ શિયાળાની સગડીનું સુખ છે. એ પોતાનો રક્તવર્ણ ઝભ્ભો ઠરી ગયેલા હાથો માટે ખુલ્લો રાખે છે....અને અમારામાં જે સૌથી સરસ છે એને વિષે તો તમને કહ્યું નથી. કારણ કે હમણાં થોડી વાર પછી તમને મળશે તે મહાન આનંદોનો એ ભાઇ જ કહી શકાય. એનું નામ 'સરલ, નિર્દોષ ભાવોનો આનંદ' છે અને અમ બધામાં એ સૌથી તેજસ્વી છે. અને પછી આ છે તે....પણ અરે! કેટલા બધા છે? આ બધાની ઓળખાણ આપતાં પારે ન આવે. એટલે આની પાછળ નંદનવનનાં દ્વારોની નજીક જે મહાન આનંદો રહે છે એમને તમારા આગમનનો સંદેશો મોકલવો જોઇએ. એમને જાણ થઇ લાગતી નથી. અમારામાંથી જે સૌથી ચંચળ 'ઝાકળની અંદર ખુલ્લે પગે દોડવાનું સુખ' છે, તેને મોકલું છું. [કૂદતું કૂદતું 'ઝાકળની અંદર ખુલ્લે પગે દોડવાનું સુખ' આગળ આવે છે.] જાઓ; પહોંચો.

તેજુ—[ બચુને ] એટલી વારમાં તું નીલ પંખી વિષે તપાસ કર. તારા ઘરના મુખ્ય સુખને નીલ પંખી ક્યાં છે એની કદાચ ખબર હોય ખરી........

બચુ—ક્યાં છે એ ?

સુખ—હયો ! નીલ પંખી ક્યાં છે એની આને ખબરે નથી !

[ ઘરનાં બધાં સુખો હસી પડે છે. ]

બચુ—[ મૂંઝાઇને ] ના, મને ખબર નથી. પણ એમાં હસવાનું કાંઇ કારણ નથી.

[ ફરીથી બધાં હસી પડે છે. ]

સુખ—મૂંઝા ના, આપણે જરા ગંભીર બનીએ. એને ખબર નથી જ. પણ એમ જ હોયને ? મોટા ભાગના માણસો જેવો જ અનભિજ્ઞ, અજાણ આ પણ છે. પણ મહાન આનંદોને આપણો સંદેશો પહોંચી ગયો લાગે છે. એ લોકો આપણી તરફ જ આવે છે.

[ ઉંચાં, અપાર્થિવ અને અદ્‌ભુત, દિવ્ય સ્વરૂપો આગળ આવે છે. એમણે આછાં ચમકતાં વસ્ત્રો પહેરેલાં છે. ]

બચુ—કેટલાં શોભીતાં છે ! પણ એ લોકો હસતાં કેમ નથી ? એ શું સુખી નથી ?

તેજુ—જ્યારે કોઇ હસે ત્યારે જ એ સુખી હોય છે એમ કેમ કહેવાય ?

બચુ—આ કોણ છે ?

સુખ—એ મહાન આનંદો છે.

બચુ—એમનાં નામ જાણો છો ?

સુખ—હાસ્તો; અમે ઘણી વખત આપની સાથે ખેલ ખેલીએ છીએ. જુઓ, સૌથી પહેલાં તો આ ' સાચા ન્યાયી થવાનો હર્ષ ' છે. જ્યારે જ્યારે કોઈ અન્યાય કે અસત્યને નિવારવામાં આવે ત્યારે એ હાસ્ય વેરે છે. હું તો હજુ બહુ નાનું છું એટલે મેં હજુ સુધી એને હસતા જોયા નથી. એમની પાછળ ' માયાળુ અને ભલા થવાનો આનંદ ' છે. એ સૌથી સુખી છે પણ સાથે સાથે સૌથી વધુ શોકપૂર્ણ છે; અને ' દુઃખો ' ને આશ્વાસન આપવા જવાની એની એટલી ઇચ્છા હોય છે કે એને ત્યાં જતાં અટકાવવું આકરૂં પડે છે; કારણ કે જો એ અમને ત્યજીને બીજે જાય તો પછી અમે દુઃખો જેટલાં જ દુઃખી થઇ જઇએ. જમણી બાજુએ છે તે ' યશનો, કીર્તિનો આનંદ ' છે. અને એની પડખે છે તે ' ચિન્તનનો, વિચારવાનો આનંદ ' છે. એની પાછળ ઉભેલ છે તે ' સમજવાનો આનંદ ' છે; અને એ હમેશાં પોતાના ભાઇ ' કશું ન સમજવાના વિલાસ ' ની શોધમાં જ હોય છે.

બચુ—પણ મેં એના ભાઇને જોયો છે. પેલા બીજા વિલાસોની સાથે મેં એને દુઃખોની ગુફામાં ભાગતો જોયો.

સુખ—મને ખાતરી જ હતી. એ વંઠી ગયો છે. ખરાબ

સોબતને લીધે સાવ બગડી ગયો છે. પણ એ વાત આ એના ભાઈને કહેતા નહિ. નહિ તો એ વળી ત્યાં એને શોધવા જશે અને અમારા સૌથી સુંદર આનંદ-માંથી એકની અમને ખોટ પડશે.......સૌથી મહાન જે આનંદો છે તેમાંના આ એક છે, તે 'સૌંદર્ય નીરખવાનો આનંદ' છે; અને તે અમારામાં જે પ્રકાશ છે એમાં હમેશાં થોડાં કિરણોનો વધારો કરે છે.

બચુ—હું પગનાં આંગળા ઉપર ઉભો થઈને જોઉં છું ત્યારે થોડોક થોડોક દેખાય છે તે પેલો દૂર, સુદૂર, સુવર્ણરંગી વાદળીઓમાં છે, તે કોણ છે?

સુખ—એ તો 'ચાહવાનો, પ્રેમ કરવાનો મહાન આનંદ' છે. પણ ગમે તેટલો પ્રયત્ન કરો તોયે એ પૂરેપૂરો તો દેખાતો જ નથી.

બચુ—અને પેલી બાજુ, જમણી તરફ બુરખા ધારણ કરેલ પેલા કોણ છે? એ લોકો આ બાજુ પાસે આવતા કાં નથી?

સુખ—હજુ માણસોને જેની ખબર નથી પડી એ આનંદો તેઓ છે.

બચુ—પણ આ શું? આ બધા એક બાજુએ કેમ ઉભા રહી ગયા?

સુખ—એ બધાનાં મોટી બહેન આવે છે. એના માનમાં

આ બધા એમ કરે છે. અહીંના બધામાં એને સૌથી વિશુદ્ધ અને પવિત્ર કહી શકાય.

બચુ—એ કોણ છે?

સુખ—હજુ એને ઓળખતા નથી?....પણ જરા ધારીને જુઓ; હૈયાના ઉંડાણ સુધી પહોંચે એવી આંતર દૃષ્ટિ કરો. પણ લો, એમણે જ તમને જોયા છે. હાથ લાંબા કરીને તમારી તરફ એ દોડતાં આવે છે. એ તારી બાનો આનંદ છે. માતૃપ્રેમનો વિરલ આનંદ છે.

[બીજા બધા આનંદો ખૂબ હર્ષથી માતૃપ્રેમના આનંદને વધાવે છે.]

માતૃપ્રેમનો આનંદ—બચુ! બાબી! અરે, તમે અહીં છો? મને તો જરાયે ખ્યાલ નહોતો. ઘેર મને એકલું એકલું લાગતું. અને અહીં જ્યાં બધી માતાઓનાં અંતર આનંદથી ચમકી ઉઠે છે તે દિવ્ય ભોમમાં તમે પ્રયાણ કરી રહ્યાં છો! પણ આવો, મારી બાથમાં આવો, બેટા! પૃથ્વીના પટ ઉપર એના કરતાં વધુ સુખદ બીજું કશું જ નથી. બચુ! તું હસતો નથી? અને બાબી તુંય નહિ? તમારી માતાના પ્રેમને જ્યારે તમે જુઓ છો ત્યારે ઓળખી શકતાં નથી? અરે, મારી સામે જુઓ....

બચુ—હા હા, થોડીક ઓળખાણ પડે છે; પણ બરાબર નહિ. તમે બા જેવાં જ છો પણ વધુ સોહામણાં

લાગો છો.

માતૃપ્રેમનો આનંદ—હાસ્તો, હવે હું વૃદ્ધ થતી અટકી ગઈ છું....અને રોજ રોજ મને નવી તાકાત, તાજગી અને સુખ મળ્યા જ કરે છે. તમારૂં દરેક હાસ્ય મારી શરીરમાં જુવાની સીંચ્યા કરે છે. ઘેર દેખાતું નથી પણ અહીં તો બધું દેખાય છે, અને એ સાચું છે.

બચુ—[ આશ્ચર્યચકિત થઈને, વહાલપૂર્વક એની સામે જુએ છે અને એની સોડમાં લપાઈ વહાલ કરે છે. ] અને આ તમારાં સરસ કપડાં! શાનાં બનેલાં છે તે? આટલાં....

માતૃપ્રેમ—એ પ્રેમભરી દૃષ્ટિ, મધુરા આશ્લેષ અને ચૂમીઓનાં બનેલાં છે. એક ચૂમી તું બાને કરે એટલે એમાં એક ચંદ્રકિરણ કે સૂર્યકિરણનો ઉમેરો થાય.

બચુ—અરે એ તો બહુ મજાનું! તમારી પાસે આટલું બધું હશે તેનો તો મને ખ્યાલ સરખોયે નહોતો. એ બધું તમે ક્યાં છૂપાવી રાખતાં હતાં? બાપુના કબાટમાં એ બધું મૂકેલું?

માતૃપ્રેમ—ના રે, બેટા! હું તો હમેશાં એ ધારણ કરી રાખું છું. પણ લોકોની દૃષ્ટિ બંધ છે એટલે એ કશું જોઈ શકતાં નથી. જ્યારે બાળકો પ્રત્યે વહાલ કરે છે ત્યારે બધી માતાઓ સમૃદ્ધ અને સોહામણી જ હોય છે. માતાઓ, સાચી માતાઓ નિર્ધન હોતી નથી કે કુરૂપ હોતી નથી કે વૃદ્ધ પણ થતી નથી. એમનો

પ્રેમ બધા આનંદોમાં સૌથી વધુ સુંદર હોય છે; અને ક્યારેક જ્યારે એ ઉદાસ દેખાય છે ત્યારે બાળકની એક વહાલભરી ચૂમી તો એમના અંતરમાં બધા શોકને બદલે હર્ષ છાઈ દેવા સમર્થ હોય છે; એમની આંખોનાં આંસુ, આંસુ મટી તારા બની જાય છે.

અચુ—[ એની આંખોમાં નિહાળી] હા, સાચું લાગે છે. તમારી આંખોમાં જાણે કે તારા તરે છે; અને એ સાચોસાચ તમારી જ આંખો છે ! ફેર માત્ર એટલો જ છે કે એ ઘણી વધારે સોહામણી છે. અને આ તમારો જ હાથ છે. એના ઉપરની નાનકડી વીંટી પણ છે, ને તે દિવસે દીવો પેટાવતાં તમે દાઝયાં'તાં તેનો ડાઘ પણ છે, ને....પણ એ સુંદર વધારે દેખાય છે અને ચામડી બહુ કૂણી લાગે છે. જાણે કે એમાં તેજનાં વહેણ વહેતાં હોય એમ લાગે છે. તે શું, ઘરે કામ કરવું પડે છે એવું કામ અહીં કરવાનું જ હોતું નથી ?

માતૃપ્રેમ—અરે કેમ, એ તો એનું એ જ હોય છે. પણ તને એ ખબર ન પડી કે જે ક્ષણે તે તને પંપાળે છે તે જ ક્ષણે એ તદ્દન સુંદર થઇ જાય છે અને તેજથી ઝગઝગી ઉઠે છે ?

અચુ—એ તો અજબ જેવું લાગે છે, બા ! અને તમારો અવાજ પણ એવો ને એવો જ છે. પણ ઘરે બોલો છો એના કરતાં અહીં વધુ મીઠાશભર્યું લાગે છે.

માતૃપ્રેમ—ઘેર તો બહુ કામ હોય છે અને જરાયે નવરાશ મળતી નથી. ઠીક, પણ હવે તો તેં મને જોઇ છે એટલે આવતી કાલે પાછો તું ઘરે જઇશ ત્યારે મારા સાવ સાદા સાડલામાં પણ મને ઓળખીશને ?

બચુ—મારે પાછું જવું જ નથી. તમે અહીં છો, એટલે તમે અહીં રહો ત્યાં લગી મારે અહીં રહેવું છે.

માતૃપ્રેમ—પણ, એ તો એનું એ જ છે. હું પણ ત્યાં નીચે, પૃથ્વી ઉપર જ છું; આપણે બધાં નીચે પૃથ્વી ઉપર જ છીએ. સાચી દૃષ્ટિ મેળવવા અને સારી રીતે કેમ જોવું તે શીખવા માટે તું થોડી વાર માટે અહીં આવ્યો છે....સમજ્યો, બેટા ? તું એમ માને છે કે તું કોઈ દિવ્યભૂમિ, કોઇ નંદનવન, કોઇ સ્વર્ગમાં આવ્યો છે. પણ બેટા ! હું અને તું જ્યાં બાથ ભીડીને ચૂમતાં હોઇએ છીએ ત્યાં બધે જ સ્વર્ગ હોય છે. મા તો એક જ હોય; અને તારે પણ બીજી નથી. દરેક બાળકને એક જ અને અજોડ માતા હોય છે; એ હમેશાં અદ્વિતીય અને સદૈવ સૌથી સુંદર હોય છે, પણ એ તો એને ઓળખતાં અને પારખતાં આવડવું જોઇએ. પણ....હેં ! પૃથ્વી ઉપર રહેવા માંડ્યું ત્યારથી માંડીને અત્યાર સુધી જે રસ્તાની માણસો શોધ કરી રહ્યાં છે, તે તમને જડ્યો કેવી રીતે ? અને તમે અહીં સુધી આવી કેમ શક્યાં ?

બચુ—[ એક તરફ નમ્રતાથી ઉભેલ તેજુ તરફ આંગળી ચીંધી ] એ મને અહીં લઇ આવ્યાં....

માતૃપ્રેમ—એ કોણ છે ?

બચુ—તેજુબહેન....

માતૃપ્રેમ—મેં કોઇ દિ' એમને દીઠાં નથી. પણ એમ સાંભળ્યું હતું કે તમ બેઉ તરફ એ બહુ વહાલ રાખે છે. પણ એમ એ લપાય છે કેમ ? સંતાય છે કેમ ? એ કોઇ દહાડો મ્હોં બતાવતાં નથી ?

બચુ—બતાવે છે. પણ એમને એમ ડર છે કે આ બધા આનંદો તદ્દન સ્પષ્ટતાથી એમને જોઇ જશે તો કદાચ એમને ભય લાગશે.

માતૃપ્રેમ—પણ એમને એ ખબર નથી કે અમે એમની જ રાહ જોઇ રહ્યાં છીએ ? [ આનંદોને બોલાવીને ] આવો આવો, ભાઇઓ ! જલદી આવો. અંતે તેજુબહેને આપણાં આંગણાં પાવન કર્યાં છે.

[ બધા મોટા આનંદો " તેજુ આવ્યાં છે." " તેજુ અહીં છે." એવા હર્ષનાદો કરતા આગળ આવે છે. ]

જ્ઞાનનો આનંદ—[ તેજુની પાસે આવી ] ઓહો, તમે જ તેજુબહેન ? આ તો તમને ઓળખ્યાંયે નહિ ! યુગ-યુગથી, વર્ષો થયાં, અમે તમારી રાહ જોયા જ કરીએ છીએ. મને ઓળખો છો ? હું જ્ઞાનનો, સમજણનો

આનંદ છું અને કેટલાક વખતથી તમને શોધ્યા કરૂં છું........અમે બહુ સુખી છીએ, પણ અમે અમારી જાતની પેલી બાજુએ જોઈ શકતા નથી.

સત્યનો આનંદ—[નમસ્કાર કરીને] મને ઓળખો છો, તમે? પ્રામાણિક–ન્યાયી થવાનો આનંદ હું છું, સત્યનો આનંદ હું છું, અને કેટલાય વખતથી તમને શોધ્યા કરૂં છું. અમે બહુ સુખી છીએ પણ અમારા પોતાના પડછાયાની પેલી બાજુ અમે જોઇ શકતા નથી.

સૌંદર્યદર્શનનો આનંદ—[તેજુને નમસ્કાર કરીને] મને ઓળખો છો કે? જે કાંઈ સુંદર છે તે સર્વ નિહાળવાનો આનંદ હું છું; અને તમારા ઉપર મને ખૂબ ખૂબ હેત છે. અમે બહુ સુખી છીએ પણ અમારાં સ્વપ્નાંની પેલી બાજુએ અમે જોઇ શકતા નથી.

જ્ઞાનનો આનંદ—આવો બહેન, આવો. અમને બહુ વખત હવે રાહ જોવરાવો નહિ. અમે બધાં શક્તિમાન અને સબળ છીએ; વિમલ અને વિશુદ્ધ છીએ. જે આત્યંતિક સત્યો છે અને આત્યંતિક સુખો છે, એને અમારાથી છૂપા રાખનાર આ ઘુંઘટના પટ ખોલી દ્યો. જુઓ, અમે બધાં તમારે ચરણે ઢળ્યાં છીએ. તમે અમારાં મહાદેવી છો.......

તેજુ—[ઘુંઘટને વધુ તાણી] ભાઇઓ, મારા લાડીલા ભાઇઓ! મારા સ્વામીની આજ્ઞા હું માનું છું....હજુ

સુધી એ ઘડી આવી નથી. કદાચ એ આવશે અને હું નિર્ભયપણે, કોઈ પણ આચ્છાદનની છાયા વિના આવીશ. પણ અત્યારે તો પ્ર....ણા....મ! ચાલો, ઉભા થાઓ. અત્યારે તો આપણે બધાં એ ધન્ય ઘડી તુરત આવે એવી આશા રાખીને વિખુટાં પડીએ.

માતૃપ્રેમ—[ તેજુને ભેટીને ] મારાં બાલુડાં ઉપર તમે બહુ વહાલ રાખો છો !....

તેજુ—એક બીજા ઉપર વહાલ રાખનાર બધાં તરફ હું હમેશાં વહાલ રાખું જ છું.

જ્ઞાનનો આનંદ—બહેન ! મારા માથા ઉપર આશીર્વાદનો હાથ મૂકો.

[ તેજુ પોતાનો હાથ પ્રેમપૂર્વક એના માથા ઉપર દાબે છે. એઉની આંખોમાં વિયોગનાં આંસુ દેખાય છે. ]

બચુ—[ અચંબાથી ] અરે, તમારી આંખમાં આંસુ ક્યાંથી ? [ બીજા આનંદો તરફ નજર જતાં ] તમારી બધાની આંખોમાં આંસુ છે ! શા માટે એમ કરો છો ?

તેજુ—નહિ, બેટા.......નહિ !

પડદો પડે છે.

# અંક પાંચમો

## દૃશ્ય પહેલું

પડદા આગળ

[બચુ, બાબી, તેજુ, કૂતરો, મીની, રોટલો, અગ્નિ, સાકર, જલ અને દૂધ પ્રવેશ કરે છે.]

તેજુ—પરીબહેને મને એક ચિઠ્ઠી લખી જણાવ્યું છે કે નીલ પંખી કદાચ અહીં હોય.

બચુ—ક્યાં હોય?

તેજુ—અહીં પેલી દીવાલ પાછળની સ્મશાનભૂમિમાં અથવા તેની નજદીકના જ કબ્રસ્તાનમાં કોઈ મરી ગયેલાએ એની પાસે છૂપાવી રાખ્યું હોય એમ કદાચ હશે. આપણે તેમની તપાસ કરવી પડશે.

બચુ—તપાસ કરવી પડશે? કેમ કરશું?

તેજુ—એ તો સાવ સહેલું છે. એમને બહુ દખલ ન થાય

એ ખાતર મધરાતે મણિ ફેરવવાનો. એ લોકો બધાં રાખમાંથી અથવા જમીનમાંથી ઉભાં થશે. અથવા જે લોકો બહાર નહિ આવે એમને સૂતાં પડેલાં જોશું.

બચુ—એ લોકો ચીડાશે નહિ ?

તેજુ—ના રે, જરાયે નહિ. એમને તો ખબર પણ પડશે નહિ. એમને કોઇ જગાડે કરે એ ગમતું હોતું નથી; પરંતુ આમ પણ રોજ મધરાતે બહાર નીકળવાનો એમનો રિવાજ હોવાને કારણે એમને બહુ તકલીફ પડશે નહિ.

બચુ—રોટલો, સાકર અને દૂધ આટલાં ફિક્કાં કેમ પડી ગયાં છો ? બોલતાં કેમ નથી ?

દૂધ—[ થોથવાતી જીભે ] મને જાણે કે એવું થાય છે !....

તેજુ—[ બચુને એક બાજુએ ] એમનું ધ્યાન ન રાખો. મરી ગયેલાંનો એમને ડર લાગે છે.

અગ્નિ—[ કૂદકા લગાવતો ] મને ડર નથી લાગતો. મને તો એમને બાળવાની ટેવ પડેલ છે. કેટલાંકને દાટી પણ દે છે; પરંતુ એના કરતાંય બાળવાનાં હોય તો વધુ મજા પડે.

બચુ—અને આ ટીપુ-કૂતરો કેમ ધ્રૂજે છે ? એ પણ ડરે છે શું ?

કૂતરો—હું ? હું ધ્રૂજતો નથી. હું કોઇ દહાડો ડરતો

જ નથી. પણ જો તમે ચાલ્યા જાઓ તો હું એક મિનિટ પણ થોભું નહિ.

બચુ—મીનીને કશું કહેવાનું નથી ?

મીની—[ગંભીરતાથી] કઇ વસ્તુ શું છે એની મને બધી ખબર છે.

બચુ—[તેજુને] તમે અમારી સાથે આવો છોને ?

તેજુ—ના, હું પ્રાણીઓ અને વસ્તુઓ સાથે બહાર ઉભી રહું એ વધુ સારૂં છે. કેટલાંક ડરી જાય એમ છે; અને મને લાગે છે કે કેટલાંક અણછાજતું વર્તન ચલાવે. ખાસ કરીને આ અગ્નિ બહુ તોફાની છે. તમારે બેને એકલા જવાનું છે.

બચુ—પણ ટીપુ અમારી જોડે ન આવે ?

કૂતરો—હા, હા. હું તો બચુભાઇ સાથે રહીશ; જ્યાં જશે ત્યાં એમની જોડે જ જઇશ....

તેજુ—એમ ન બને. પરીબહેને હુકમ મોકલ્યા છે એ પ્રમાણે થવું જોઇએ. ઉપરાંત ત્યાં કાંઇ ડરવા જેવું જ છે નહિ.

કૂતરો—બહુ સારૂં, કાંઇ વાંધો નહિ. જુઓ, ભાઇ, બચુ-ભાઇ ! જો કાંઇ તકલીફ ઉભી થાય તો તરત જ તમારે સીટી મારવી; અને પછી તો સેવક હાજર થઇ જશે. પેલા વનમાં પેલાં બધાંઓને દેખાડી દીધું હતું તેમ ....બાઉ, વ્હાઉ, વ્હાઉ !

તેજુ—ચાલો ત્યારે, બચુ, બાળી ! જાઓ, બેટા. હું પાસે જ છું, હો. [ બેઉના વહાલથી ગાલ પંપાળે છે. ] જે મારા ઉપર હેત રાખે છે અને જેમના ઉપર હું હેત રાખું છું તેમને હું ફરીથી મળું જ છું. [ વસ્તુઓને અને પશુઓને ] ચાલો મહેરબાનો, આ રસ્તે.

[ વસ્તુઓ ને પશુઓ સાથે એ બહાર નીકળી જાય છે. ]

પડદો પડે છે.

## દશ્ય બીજું

### સ્મશાનભૂમિ

[રાતનો વખત છે. સ્મશાનભૂમિ ઉપર ચંદ્રમાનું ફિક્કું તેજ ઢોળાય છે. રાખના ઢગલા, અરધાં બળેલાં હાડકાં, અચાનક સળગી ઉઠતા ભડકા દેખાય છે. બચુ બાબી ત્યાં એકલાં ઉભાં છે.]

બાબી—ઑય મા! મને તો ડર લાગે છે.

બચુ—[ડરતાં ડરતાં] મને ખાસ ડર લાગતો નથી.

બાબી—તે હું કહું છું, ભઇલા! મરી ગયેલાં માણસો દુષ્ટ હોય છે?

બચુ—ના રે, એ તો જીવતાં જ નથી હોતાં.

બાબી—તમે કોઈ દિ' કોઇ દીઠું છે?

બચુ—બહુ બહુ નાનો હતો ત્યારે એક દહાડો....

બાબી—તે કેવુંક હતું?

બચુ—અરે, સાવ ફિક્કું પડી ગયેલું, તદ્દન ટાઢું અને જડ; બોલે કે ચાલે.

બાબી—તે આપણે એમને જોવાનાં છીએ?

બચુ—હાસ્તો. તેજુએ કહ્યું છેને?

બાબી—એ ક્યાં છે?

બચુ—પેલા રાખના ઢગલાઓમાં.

બાબી—બધો વખત અહીં જ હોય છે?

બચુ—હા.

બાબી—કોઈ સરસ મજાનો દિવસ હોય ત્યારે એ બધાં ફરવા નીકળતાં હશે?

બચુ—એ લોકો રાતને વખતે જ બહાર નીકળી શકે.

બાબી—એમ કેમ?

બચુ—કોણ જાણે........

બાબી—વરસાદ આવતો હોય ત્યારે પણ બહાર નીકળે ખરાં?

બચુ—વરસાદ હોય ત્યારે ઘરે રહે; બહાર ન જાય.

બાબી—એમના ઘરમાં બહુ મજાનું હોય છે?

બચુ—કહે છે કે અંદર બહુ ટૂંટિયાં વાળવાં પડે એવું હોય છે.

બાબી—એમને નાનાં બાળકો હોય છે ખરાં?

બચુ—હા, જે મરી જાય છે એ હોય છેને!

બાબી—એ શું ખાતાં હશે?

બચુ—હવા........

બાબી—આપણે એમને જોઈ શકશું?

બચુ—જરૂર. આ મણિ ફેરવીશ એટલે પછી બધું દેખાવાનું.

બાબી—એ લોકો શું કહેશે?

બચુ—એ વળી શું કહેવાનાં હતાં? એ લોકો તો બોલતાં જ હોતાં નથી.

બાબી—કેમ બોલતાં નથી હોતાં?

બચુ—કારણ કે એમને કશું કહેવાનું હોતું નથી.

બાબી—કેમ કશું કહેવાનું હોતું નથી?

બચુ—તું, બાબી! બહુ લાયરી કરે છે હોં....

[ થોડી વાર કોઇ બોલતું નથી. ]

બાબી—તું મણિ ક્યારે ફેરવવાનો?

બચુ—તેજુબહેન તો એમ કહેતાં હતાં કે મધરાતના ડંકા થાય ત્યાં સુધી રોકાવું; કારણ કે એ વખતે એમને ઓછી તકલીફ પડેને!

બાબી—એ વખતે એમને ઓછી તકલીફ કેમ પડતી હશે?

બચુ—કારણ કે એ વખતે એ લોકો હવા લેવા બહાર આવે છે.

બાબી—મધરાત થઇ નથી હજુ?

બચુ—હજુ ડંકા સંભળાયા નથી.

બાબી—ડંકા અહીં સંભળાશે ખરા?

[ ત્યાં દૂરથી મધરાતના ડંકા સંભળાય છે. ]

બચુ—જો; એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, દસ, અગિયાર, બાર! જો, વાગ્યાને?

બાબી—મારે તો અહીં નથી રહેવું, ચાલ્યા જવું છે.

બચુ—હમણાં નહિ....હું મણિ હમણાં જ ફેરવું છું.

બાબી—ના, ના; નહિ ફેરવતા! મારે અહીં નથી રહેવું. ઓ ભાઇ, મને બહુ ડર લાગે છે; એવો એવો ડર લાગે છે!

બચુ—પણ કાંઈ બીવા જેવું છે નહિને!

બાબી—મારે મરેલાંને દેખવાં નથી. મારે એમને જોવાં નથી.

બચુ—બહુ સારૂં; તું જોતી નહિ; આંખો બંધ કરી દે.

બાબી—[ બચુનાં કપડાંને બાઝી પડીને ] બચુ, ભાઇ! પણ મારાથી તો નહિ રહેવાય. એ લોકો બધાં રાખમાંથી ઉભાં થશે ત્યારે....ઑય મા....

બચુ—એમ સાવ રોતલ શાની થાય છે? એ લોકો તો એક ક્ષણ માટે જ બહાર આવવાનાં.

બાબી—પણ ભાઈ તુંય ધ્રૂજે છેને?....બહુ બીહામણાં હશે, હો.

બચુ—ચાલો વખત થઈ ગયો છે. ઘડી ચાલી જાય છે.

[ બચુ મણિ ફેરવે છે. ભયંકર મૌન અને નિશ્ચેતનતાની એક મિનિટ પછી સ્મશાનનાં હાડકાં ધીમે ધીમે અદૃશ્ય થઇ જાય છે, રાખના ઢગલા દેખાતા બંધ થઇ જાય છે. ]

બાબી—[ ખૂબ ભયથી ] હવે એ બધાં આવશે !

[ પછી એકાએક ભોંયમાંથી આછી પાતળી, વાયુ સમાન સુગંધ ફૂટીને બહાર આવે છે. ધીમે ધીમે એ વધુ ને વધુ સફેદ, વિશુદ્ધ અને ઘેરી થતી જાય છે. ઉંચે ચઢે છે, વિસ્તરે છે અને અપૂર્વતા ધારણ કરે છે. આસ્તે આસ્તે આખી સ્મશાનભૂમિ ઉપર એ પથરાઇ જાય છે. અને આખું સ્મશાન બદલાઇને એને બદલે કોઇ નંદનવન સમું, સ્વર્ગીય ફૂલવાડી જેવું દેખાય છે. અને એનાં ઉપર ઉષાનાં નવા અજવાળાં પથરાયલાં જણાય છે. પાંદડાં ઉપર ઝાકળબિંદુઓ મોતીડાં જેવાં ઝબકે છે. ફૂલડાં રંગબેરંગી રંગે ખીલી ઉઠયાં છે. મંદમંદ પવન વાય છે. ભ્રમરોનાં ગુંજન સુણાય છે, અને જાણે કે નવપ્રાણ અને સૂર્યનાં સ્તવનગીતો ગાતાં હોય એમ પંખીડાં વાતાવરણને સંગીતના સૂરોથી જ મહેકાવી મૂકે છે. બચુ અને બાબી તો આ જોઇને આશ્ચર્યમુગ્ધ અને અવાક્ થઇ જાય છે !...અને પછી હાથમાં હાથ પરોવી ફૂલક્યારીઓમાં થોડુંક ફરે છે.]

બાબી—[ ભોંયમાં ભાળી ] પણ મરેલાં છે કયાં ?

બચુ—[ જમીનમાં જોતો ] મરેલાં છે જ નહિ !

પડદો પડે છે.

# દૃશ્ય ત્રીજું

## ભાવિનું મહારાજ્ય

[ આસમાની મહેલના ગંજાવર ખંડો દેખાય છે. ત્યાં હજુ હવે જન્મવાના બાળકો રાહ જોઇને રહે છે. ચંદ્રમણિના ઘુમ્મટો ધારણ કરતા નીલમના થંભોની અનંત હારમાળા નજરે પડે છે. બધુંય–એકએક વસ્તુ, નીલરંગી આસમાની લાદીઓથી માંડીને પાછળની ઝગમગતી પછીત કે જેમાં છેલ્લી કમાનો ભળી જઈ દેખાતી બંધ થાય છે, તે બધુંય—કોઈ અપાર્થિવ, અપૂર્વ અને દિવ્ય નીલમ રંગે રસેલું છે. સ્થંભોની નીચેની થોડીએક કુંભીઓ, આરસનાં તોરણો, થોડીએક બેઠકો અને ગોળ ચોતરાઓ એટલું જ માત્ર સફેદ સંગેમરમરનું છે. જમણી બાજુઓ થાંભલાઓની વચમાં મોટાં સપ્તરંગી રત્નોનાં દ્વાર દેખાય છે. પ્રવેશને અંતે કાળ આ બંધ બારણાં ખોલી દેશે અને એ ખૂલે ત્યારે એ દ્વારા સાચા જીવનમાં પ્રવેશ કરી શકાય. લાંબાં આસમાની પહેરણ પહેરેલાં બાળકો જ બાળકો આખા ખંડમાં નજરે પડે છે. કોઈ ખેલતાં હોય છે, કોઈ આંટા મારતાં હોય છે, તો કોઈ વાતો કરતાં હોય છે કે સ્વપ્નનિદ્રામાં પડયાં હોય છે. ઘણાં તો ઘસઘસાટ ઊંઘે છે અને ઘણાં થાંભલાઓની હારમાળની વચ્ચે બેઠાં બેઠાં ભવિષ્યની શોધો કરવા ઉપર લાગી ગયાં છે. એમનાં ઓજારો, હથિયારો, સાધનો, જે નવી વસ્તુઓ એ લોકો ઘડી રહ્યાં છે તે, જે નવા છોડો, ફૂલો કે ફળો એ ઉછેરી રહ્યાં છે કે ચૂંટી રહ્યાં છે તે, બધુંય એક જ પ્રકારના અદ્દભુત અને તેજસ્વી આસમાની રંગનું જ છે. જરાક ઝાંખાં અને પારદર્શક આસમાની વસ્ત્રો ધારણ કરેલી કેટલીક જરા વધુ ઉંચી અને શાંત ભવ્ય સૌંદર્ય ધારણ કરનારી વ્યક્તિઓ બાળકોની વચમાં હરેફરે છે. એ લોકો દેવોના ફિરસ્તા હોય છે.

આગલા થાંભલાઓની હારમાં થઈને બચુ, બાબી અને તેજુ બહુ જ ચુપકીદીથી ડાબી બાજુએથી પ્રવેશ કરે છે. નીલ બાળકોમાં

એમના આવવાથી એક પ્રકારનો ચેતનસંચાર થાય છે. તેઓ બધી બાજુએથી આવી આ નવા મહેમાનોની આસપાસ ટોળે વળે છે અને કૌતુકથી એમને જુએ છે.]

બાબી—સાકર, મીની, અને રોટલો ક્યાં છે?

તેજુ—એ લોકો અહીં આવી શકે નહિ. એ લોકો ભવિષ્ય જાણી જાય અને પછી આજ્ઞા માને જ નહિ.

બચુ—અને કૂતરો?

તેજુ—યુગોના વહી જવા પછી એનું શું થવાનું છે એ જાણવું એને માટે પણ ઇષ્ટ નથી. મેં એ બધાંને મંદિરના ઘુમ્મટમાં પૂરી રાખ્યાં છે.

બાબી—આપણે ક્યાં છીએ?

તેજુ—આપણે ભાવિ એટલે ભવિષ્યના મહારાજ્યમાં છીએ, અને હજુ સુધી પૃથ્વી ઉપર જે પ્રગટ્યાં નથી એવાં બાળકોની વચમાં છીએ. આ પ્રદેશથી માણસો સાવ અજાણ છે, પણ મણિને લીધે આપણે અહીં પણ સ્પષ્ટતાથી દેખી શકીશું; એટલે આપણને અહીંથી નીલ પંખી મળે પણ ખરૂં.

બચુ—હાસ્તો, અહીં તો પંખી નીલરંગી હશે જ. કારણ કે અહીં બધું નીલરંગી જ છે. [આસપાસ નજર કરી]. આબાહ! બધું કેટલું સુંદર છે!

તેજુ—જુઓ, પેલાં બાળકો દોડે છે તે....

બચુ—એ ચીડાયાં છે?

તેજુ—ના રે. જુઓને, એ હસે છે; પણ એમને આશ્ચર્ય થયું છે.

આસમાની બાળકો—[વધતી જતી સંખ્યામાં દોડ્યાં જ આવે છે.] જીવતાં બાળકો! પૃથ્વીનાં બાળકો! આવો અને અમને જુઓ.

બચુ—આ બધાં અમને જીવતાં, પૃથ્વીનાં બાળકો કેમ કહે છે?

તેજુ—કારણ કે તેઓ હજુ પૃથ્વી ઉપર ગયાં નથી અને જીવતાં પણ નથી.

બચુ—તો પછી શું કરે છે તેઓ?

તેજુ—તેઓ એમના જન્મની ઘડીની રાહ જુએ છે.

બચુ—જન્મની ઘડી?

તેજુ—હા; પૃથ્વી ઉપર અવતરતાં બધાં બાળકો અહીંથી આવે છે. દરેકેદરેક પોતાનો દિવસ ક્યારે આવે એની રાહ જુએ છે. જ્યારે માતાઓ અને પિતાઓને બાળકો જોઇએ ત્યારે પેલા જમણી બાજુનાં મોટાં દ્વાર ખુલે અને નાનાં બાળકો નીચે અવતરે.

બચુ—પણ કેટલાં બધાં છે! અધધધ, બાપ!

તેજુ—અરે આનાં કરતાં તો ઘણાં વધુ છે. આપણે એ

બધાંને જોઈ શકતાં નથી. બાળકોથી ભરેલા આવા ત્રીશ હજાર બીજા મહેલો છે.....ખ્યાલ આવે છે? બાળકો તો સૃષ્ટિના અનંત અંત સુધી ચાલી શકે એટલાં બધાં છે; અગણિત છે, અસંખ્ય છે.

બચુ—પેલા ઉંચા આસમાની માણસો કોણ છે?

તેજુ—બરાબર ખબર પડતી નથી. એ લોકો દેવદૂતો હોય એમ લાગે છે. એમ સાંભળ્યું છે કે તેઓ પણ માણસોની પાછળ પૃથ્વી ઉપર આવે છે........પણ આપણાથી એમ પૂછાય નહિ.

બચુ—કેમ નહિ?

તેજુ—કારણ કે એ પૃથ્વીનું રહસ્ય છે.

બચુ—તો પછી પેલાં નાનાં બાળકોની સાથે વાતો થાય?

તેજુ—જરૂર; એમની દોસ્તી કરી શકાય. જુઓ, બીજાં બધાં કરતાં પેલું એક ઘણું ઉત્સુક લાગે છે. એની પાસે જાઓ, ને વાત કરો.

બચુ—શું વાત કરૂં?

તેજુ—જે ઠીક લાગે તે. શેરીના કોઇ ભાઇબંધ જોડે કરો તેવી.

બચુ—હું એના ખભે હાથ ભરાવું તો?

તેજુ—જરૂર, એ કાંઇ તને ઇજા કરશે નહિ. પણ જો,

એમ સાવ અતડો અતડો ન રહે.......હું તમને એકલાં મૂકીને જઇશ, એટલે રમવાનું ને હળવા મળવાનું ઠીક પડશે. વળી મારે પેલી ઉંચી નીલરંગી વ્યક્તિ સાથે વાત કરવી છે.

બચુ—[ પેલા નીલવસ્ત્ર બાળકની પાસે જઇ એનો હાથ પકડે છે. ] કાં કેમ છે, દોસ્ત ? [ એના નીલ વસ્ત્રને આંગળી અડાડી ] આ શું છે ?

બાળક—[ બચુની ટોપીને વિચારપૂર્વક આંગળી અડાડી ] અને આ શું છે ?

બચુ—આ ? અરે, આ તો મારી ટોપી છે, ટોપી. તારે ટોપી નથી ?

બાળક—ના; આ શા માટે છે ?

બચુ—એ તો કોઇ વખત વળી મોજમાં આવીએ ત્યારે પહેરીએ. વળી ઠંડી પડતી હોય કે વરસાદ આવતો હોય....

બાળક—એટલે ? ઠંડી પડતી હોય એનો અર્થ શો ?

બચુ—ઠંડી પડેને, એટલે ટાઢ વાય અને આ....મ થરથર ધ્રૂજવું પડે, સીસકારા બોલાઈ જવાય; આ....મ બગલમાં હાથ ભીડીને ફરવાનું મન થાય....

બાળક—પૃથ્વી ઉપર બહુ ઠંડી પડે છે ?

બચુ—હા, શિયાળામાં પડે છે; અગ્નિ ન હોય તો વધુ લાગે ખરી.

બાળક—અગ્નિ કેમ ન હોય ?

બચુ—કોઇ બહુ ગરીબ હોય અને બળતણુ ખરીદવા પૈસા ન હોય તો....

બાળક—પૈસા શું છે ?

બચુ—એનાથી બધું વેચાતું લેવાય. આપણે કાંઇ ચીજ કોઇની પાસેથી લઇએ ને, તો એને બદલે દેવા પડે.

બાળક—એ....મ ?

બચુ—કેટલાક લોકોની પાસે પૈસા હોય છે અને ઘણાની પાસે તો હોતા નથી. પણુ....

બાળક—કેમ નથી હોતા ?

બચુ—કારણુ કે એ લોકો પૈસાદાર નથી. પણુ તું પૈસાદાર છે ?....તને કેટલાં વરસ થયાં ?

બાળક—હવે હું થોડા વખતમાં જ પૃથ્વી ઉપર અવતરવાનો છું. બાર વરસ પછી અવતરીશ. કાં, ત્યાં મજા પડે છે ?

બચુ—હાસ્તો; બહુ મજા પડે.

બાળક—તમે કેમ અવતરેલા ?

બચુ—મને કાંઈ યાદ નથી આવતું. જાણે કે કેટલોય વખત વીતી ગયો હોય એમ લાગે છે.

બાળક—પૃથ્વી અને એનાં માણસો બહુ સોહામણાં છે એમ સાંભળ્યું છે.

બચ્ચુ—હા, ઠીક છે.......એમ તો પંખીડાં છે, ફૂલો છે, જલેબી પેંડા છે, રમકડાં પણ હોય છે. કેટલાકને આ બધું મળે છે, પણ જેને ન હોય તેને બધા તરફ જોવા તો મળે છે!

બાળક—એમ કહે છે કે બારણે માતાઓ રાહ જોઇને ઉભી હોય છે એ બહુ સરસ હોય છે?

બચ્ચુ—હા, રે. દુનિયામાં માતા સર્વ કરતાં સરસ હોય છે; અને દાદીમા પણ સારાં હોય છે. પણ એ તો જલદી મરી જાય છે.

બાળક—મરી જાય છે? એ શું?

બચ્ચુ—રાત પડેને, એટલે કોણ જાણે કેમ, પણ ચાલ્યાં જાય; અને પછી પાંછાં આવે જ નહિ!

બાળક—કેમ?

બચ્ચુ—એ તો ભઇ, કેમ ખબર પડે? કદાચ એમને આવવું નહિ ગમતું હોય.

બાળક—તમારાં પણ ચાલ્યાં ગયાં છે?

બચ્ચુ—મારાં દાદીમા?

બાળક—તમારાં મા કે દાદીમા, ગમે તે.......

બચ્ચુ—પણ મા ને દાદીમા એક નહિ. દાદીમા પહેલાં મરી જાય; બહુ સારૂં નહિ. મારાં દાદીમા મારા ઉપર ખૂબ હેત રાખતાં.

બાળક—તમારી આંખોમાં શું થયું ? અંદર તો મોતી ચળકે છે !

બચુ—ના, એ મોતી નથી.

બાળક—ત્યારે શું છે એ ?

બચુ—કાંઇ નથી; એ તો આ બધું ચકચકિત અને રંગીન જોઇને મને....

બાળક—પણ એ છે શું ?

બચુ—શું પણ ?

બાળક—પેલું નીચે ટપકે છે તે....

બચુ—કાંઇ નથી; જરાક પાણી છે....

બાળક—એ આંખોમાંથી આવે છે ?

બચુ—હા. રડીએ ત્યારે આવે....

બાળક—એ 'રડીએ' એટલે શું ?

બચુ—ના, હું રડતો નથી. એ તો આ બધું ચકચકિત છે ને, તેથી પાણી આવે છે....પણ રડ્યો હોત તોયે એમ જ થાત.

બાળક—તે ઘણી વાર રડવાનું થતું હશે ?

બચુ—નાના છોકરાઓ બહુ ન રડે; નાની છોકરીઓ બહુ રડે. તમે લોકો અહીં કોઇ દિ' રડતા નથી ?

બાળક—મને આવડતું નથી........

બચુ—એ તો તું શીખી જઈશ. પેલી મોટી આસમાની પાંખો સાથે તું શું રમતો હતો?

બાળક—આ?....એ તો હું પૃથ્વી ઉપર જે શોધ કરવાનો છું એને માટે છે.

બચુ—કઇ શોધ? તેં કંઇ શોધ કરી છે?

બાળક—હાસ્તો; તને ખબર નથી? જ્યારે પૃથ્વી ઉપર હું આવું ત્યારે સુખ આપે એવી વસ્તુની મારે શોધ કરવાની છે.

બચુ—ખાવાની? મજા પડે એવું છે? બહુ અવાજ કરે છે?

બાળક—ના રે, અવાજ થાય જ નહિને!

બચુ—એ કાંઇ ઠીક નહિ.

બાળક—હું રોજ એના ઉપર કામ કરૂં છું. લગભગ પૂરૂં થવા આવ્યું છે. જોવું છે?

બચુ—હા હા. ક્યાં છે એ?

બાળક—જો, પેલા એ થાંભલા વચ્ચે છે તે.

બીજું નીલ બાળક—[ બચુ પાસે આવીને તેની બાંય તાણે છે. ] મારી શોધ જોવી છે?

બચુ—હા; શી શોધ છે?

બીજું બાળક—જીવન લંબાવવાના તેત્રીશ ઉપાયો. પેલી આસમાની શીશીઓમાં છે તે....

ત્રીજું બાળક—[સમૂહમાંથી આગળ આવી] હું તમને એક એવો દીવો બતાવીશ કે એની કોઈને અત્યાર સુધી જાણ પણ ન થઈ હોય. [પોતાની જાતને જ અસાધારણ તેજથી ઝગઝગતી કરી દે છે.] કાં, નવાઈ જેવું છેને?

ચોથું બાળક—[બચુનો હાથ ખેંચી] આવોને! પાંખો નથી તોય આકાશમાં ઉડે એવું મારૂં યંત્ર તમને બતાવું.

પાંચમું બાળક—ના ભાઇ, પહેલું મારૂં જુઓ. ચંદ્રમાં છૂપાયેલ ખજાનાઓની શોધ કરનારી મારી શોધ છે.

અનેક નીલ બાળકો—[બચુ અને બાબીની આસપાસ ટોળે વળે છે અને એકીસાથે બોલે છે.] 'ના ના, મારૂં જુઓ!' 'ના, પણ મારૂં વધુ સરસ છે!' 'મારી શોધ તો અદ્‌ભુત છે, હો!' 'મારૂં યંત્ર તો સાકરનું બનેલું છે.' 'એનું કાંઇ સારૂં નથી.' 'એણે મારો વિચાર ચોરીને કર્યું છે.'

[આમ બોલતાં બોલતાં તો આ બાળકો બચુ અને બાબીને એમનાં આસમાની કારખાનાંઓ તરફ ખેંચી જાય છે. ત્યાં આગળ દરેક શોધક પોતાનું યંત્ર ચાલુ કરે છે; અને એકાએક આસમાની રંગનાં ચક્રો, ગરેડીઓ, પંખાઓ અને એવા યંત્રોના અનેક જાણીતા અને અણજાણીતા ભાગો ઘૂમવા માંડે છે. તદ્દન વિલક્ષણ પ્રકારનાં યંત્રો આગળ આવે છે. કેટલાંક ઘુમ્મટો નીચે ઘૂમ્યા કરે છે તો કેટલાંક થાંભલાઓની વચ્ચે ચાલ્યા કરે છે. બાળકો બધાં જુદા જુદા નક-

શાઓ ને ચોપડીઓ ઉઘાડે છે, યોજનાઓ અને નોંધો ખુલ્લી કરે છે, આસમાની મૂર્તિઓ ઉઘાડી મૂકે છે અને ગંજાવર ફૂલો અને ફળો આગળ લાવે છે. ]

એક નાનું નીલ બાળક—[ થોડાં મોટાં ગુલાબનાં ફૂલોના ભાર નીચે દબાતું ] જુઓ, આ મારાં ફૂલો.

અચુ—હેં, શું કહ્યું તેં ? એ શું છે ?

નાનું નીલ બાળક—કાં ? ગુલાબનાં ફૂલો છે.

બચુ—હોય નહિ. આ તો મોટા થાળ કરતાંયે મોટાં છે!

નાનું નીલ બાળક—એમની વાસ પણ સરસ છે, હોં !

બચુ—[ સૂંઘીને ] વાહ, વાહ !

નાનું નીલ બાળક—જ્યારે હું પૃથ્વી ઉપર આવીશને, ત્યારે એવાં ગુલાબ ઉગવાનાં !

બચુ—પણ ક્યારે ?

નાનું નીલ બાળક—ત્રેવીશ વરસ, ચાર મહિના અને નવ દિવસ પછી....

[ એક વાંસ ઉપર જાણે ઝુમ્મર લટકાડ્યું હોય તેવું, ન માની શકાય એવી મોટી દ્રાક્ષોનું ઝૂમખું લઇને બે નીલ બાળકો આવે છે. દરેક દ્રાક્ષ મોટા દાડમ કરતાંયે મોટી છે. ]

એમાંનું એક બાળક—કાં, આ કેવી લાગે છે ?

બચુ—શું છે એ ? દાડમ કરતાંય....

તે બાળક—ના રે, એ તો દ્રાક્ષ છે. જ્યારે હું ત્રીશ વરસનું થઈશ ત્યારે એવી જ દ્રાક્ષો ઉગવા લાગશે. મને એની રીત આવડી ગઇ છે.

બીજું બાળક—[ તરબૂચના કદનાં આસમાની સફરજનોનો ટોપલો મહા મહેનતે આણતો ] અને આ મારાં સફરજન તો જુઓ !

બચુ—પણ એ તો તરબૂચ છે !

બાળક—ના....રે, ના ! આ તો મેં ઉગાડેલાં સફરજન છે. અને હજુ તો એ પુરેપૂરાં વધ્યાંય નથી. હું જ્યારે જન્મીશ ત્યારે એ બધાં આથીયે મોટાં થશે. મેં એની તરકીબ શોધી કાઢી છે.

બીજું બાળક—[મોટામાં મોટા કોળા કરતાંયે મોટાં તરબૂચથી ભરેલી એક રેંકડી લાવીને ] અને આ મારાં નાનાં તરબૂચ વિષે તમારૂં શું માનવું છે ?

બચુ—પણ એ તો કોળાં છેને ?

બાળક—જ્યારે હું ધરતી ઉપર આવીશ ત્યારે તરબૂચની ઓલાદ સુધરી જવાની. ત્રણે ગ્રહોના સૌથી મોટા ફળબગીચાનો હું માળી થવાનો છું.

બચુ—શું કહ્યું ? ત્રણ ગ્રહોનો મોટો ફળબગીચો ?

બાળક—હાસ્તો; પૃથ્વી, મંગળ અને ચંદ્ર. એ ત્રણેનું તો એ વખતે એક મહારાજ્ય હશેને ! એનો જે પ્રમુખ થશે તે, પે....લો રહ્યો....

બચુ—ક્યાં છે?

બાળક—પે....લા થાંભલા પાસે; પેલો નાનો છોકરો સૂતો છેને, તે....

બચુ—ડાબી બાજુએ છે તે?

બાળક—ના, જમણી બાજુએ છે તે. ડાબી બાજુએ છે તે પૃથ્વી ઉપર વિશુદ્ધ આનંદ ફેલાવવા પ્રયત્ન કરશે.

બચુ—કેવી રીતે?

બીજું એક બાળક—હજુ સુધી લોકોની પાસે નથી તેવા તદ્દન નવીન વિચારો આપીને....

બચુ—અને પેલું, નાકે આંગળી અડાડી ઉભું છે તે જાડું બાળક શું કરવાનું?

બાળક—અત્યારના કરતાં સૂર્યની ગરમી ઓછી થશે ત્યારે પૃથ્વીને બરાબર ગરમી મળી રહે એવા અગ્નિની એ શોધ કરવાનું છે.

બચુ—પેલાં બે આખોય વખત એકબીજાના ગળાસાં હાથ પરોવીને ચૂમીઓ કરતાં ફરે છે એ કોણ છે?

બાળક—એ બેની બહુ ગમ્મત થાય છે....એ આશક માશુક છે; એમને પ્રણયીઓ પણ કહે છે. એ પ્રિયતમ અને પ્રિયા છે.

બચુ—એટલે શું?

બાળક—એ તો મને ખબર નથી. કાળ એમને ગમ્મ-

તમાં એ નામે બોલાવે છે. એકબીજાને આંખો ઢાળી જોયા કરવું, ગળામાં હાથ પરોવવા, ચૂમીઓ કરવી અને પછી વિદાય આપવી: એવું જ આખો દિવસ એ બે જણ કર્યા કરે છે.

બચુ—વિદાય કેમ આપે છે?

બાળક—એમ લાગે છે કે એ બે જણાં અહીંથી પૃથ્વી ઉપર સાથે જઈ શકશે નહિ.

બચુ—અને પેલું ગુલાબી બાળક કોણ છે? એ બહુ ગંભીર દેખાય છે અને અંગૂઠો ચૂસે છે.

બાળક—હાં હાં; એ તો પેલું પૃથ્વી ઉપર અન્યાય ઓછો કરવાની મહેનત કરે છે તે.

બચુ—એમ કે?

બાળક—હાસ્તો; બધાં કહે છે કે એ કામ તો બહુ આકરૂં છે.

બચુ—અને પેલું ભૂરા વાળવાળું કોણ છે? જાણે કે જોયા વિના જ ચાલતું હોય એમ લાગે છે. એને આંખો નથી?

બાળક—ના, એમ તો છે. પણ એની આંખો કદાચ ચાલી જશે. કહે છે કે એ મૃત્યુને જીતવાની મહેનત કરવાનું છે.

બચુ—એટલે? એનો શો અર્થ?

બાળક—મને બરાબર ખબર નથી; પણ બધાં કહે છે કે એ તો વળી બહુ જ મહત્ત્વનું કામ છે.

બચુ—[ ચોતરાઓ ઉપર, પગથિયાં ઉપર ને ભોંય ઉપર સૂતેલાં કેટલાંય બાળકો તરફ આંગળી ચીંધી ] અને પેલાં બધાં ઊંઘે છે તે ? કેટલાં બધાં ઊંઘે છે ? એ લોકો કશું કરતાં નથી ?

બાળક—એ લોકો કશોક વિચાર કરે છે.

બચુ—શાનો વિચાર ?

બાળક—એની હજુ એમનેય ખબર નથી. પણ એવું હોય છે કે અહીંથી પૃથ્વી ઉપર જવું હોય ત્યારે કંઇ ને કંઇ તો સાથે લઇ જ જવું જોઇએ. કોઇથી અહીંથી ખાલી હાથે તો જવાય જ નહિ.

બચુ—એવું કોણે નક્કી કર્યું ?

બાળક—પેલા બારણે ઉભેલા છેને, તે કાળ એમ કહે છે.

એક બીજું બાળક—[ ખંડના પાછલા ભાગમાંથી દોડી આવીને, હોંશભેર ] કેમ છો બચુભાઇ ?

બચુ—કેમ છો ? હાં, પણ આને મારા નામની ખબર ક્યાંથી પડી ?

તે બાળક—[ એકદમ પાસે આવી વહાલપૂર્વક બચુ અને બાબીના હાથ ઝાલે છે. ] કેમ છો ? તમારૂં નામ મને આવડે છે એમાં આશ્ચર્ય શું લાગે છે ? હું તો તમારો ભાઈ થઇને અવતરવાનો છું, એટલે તમારાં નામ મને ન આવડે ? મને હમણાં જ ખબર પડી કે તમે બેઉ અહીં

આવ્યાં છો. હું મારા 'વિચારો' અને 'યોજનાઓ' ગોઠવતો છેક પેલે છેડે બેઠો હતો. માને કહેજો કે હું તૈયાર છું.

બચુ—શું ? તું અમારે ત્યાં આવવાનો ?

બાળક—ચોક્કસ. આવતે વરસે અખાત્રીજને બીજે દિવસે. પણ જોજો, હું નાનો હોઉં ત્યારે મને બહુ ખીજવતા નહિ. તમને બેઉને પહેલાંથી મળવાનું મળ્યું એ મને બહુ ગમ્યું; અને મારે માટે પારણું તૈયાર રાખે એમ બાપુજીને કહેજો, હોંકે! આપણા ઘરમાં મજા પડે એવું તો છેને ?

બચુ—ઠીક છે....અને મા એવી તો હેતાળ છે....

બાળક—ખાવા પીવાનું ?

બચુ—એ તો હોય તેવું ખાવાનું. કો'ક દહાડો મીઠાઇ ખાવા મળેયતે. કાં બાબી ?

બાબી—દીવાળીને દહાડે અને બળેવને દહાડે મળે. મા રાંધેને ?

બચુ—પણ પેલી ઝોળીમાં શું છે ? એમાં અમારે માટે કશું લાવવાનો છે ?

બાળક—હું ત્રણ રોગ લઈને આવવાનો: ઉંટાટિયું, તાવ અને આછબડા....

બચુ—એવું લાવવાનો ? બીજું કાંઇ નહિ ?....અને પછી ?

પછી શું કરવાનો ?

બાળક—પછી ? પછી તમને છોડીને ચાલ્યો જવાનો !

બચુ—તો તો પછી આવીશ શું અને જઇશ શું, પાછો ભાગી જઈશ તો ?

બાળક—કાંઇ આપણા હાથમાં હોતું નથી.

[ એ જ વખતે એક લાંબું, જબરૂં, અવાજનું આંદોલન ઉદ્ભવે છે અને ઘેરૂં થઇને વિસ્તરે છે. પેલા બારણામાંથી એ નાદ નીકળતા હોય એમ લાગે છે. ]

બચુ—એ શું થયું ?

બાળક—એ કાળ છે........એ દરવાજો ખોલે છે.

[ ઘણાં નીલ બાળકોમાં ઉત્પાત મચી જાય છે. ઘણાં ખરાં પોતપોતાનાં યંત્રો અથવા કામકાજ છોડી દે છે. ઊંઘેલાં જાગી જાય છે. બધાં પોતાની આંખો એ સમરંગી દરવાજા તરફ માંડે છે અને એની પાસે જાય છે. ]

તેજુ—[ બચુ પાસે આવીને ] ચાલો આપણે થાંભલાઓની પાછળ સંતાઈ જઇએ. કાળ આપણને જુએ એ ઠીક નહિ.

બચુ—પણ પેલો અવાજ શેનો થાય છે ?

બાળક—એ તો પ્રભાત પ્રગટે છે. જે બાળકોને આજે અવતરવાનું છે તેમને પૃથ્વી ઉપર જવાનું આ મુહૂર્ત છે.

બચુ—એ લોકો નીચે કેમ જશે ? સીડીઓ માંડી છે ?

તે બાળક—તમને હમણાં ખબર પડશે. જુઓ, કાળ મોટા ઉલાળા ખોલી નાખે છે.

બચુ—કાળ કોણ છે ?

બાળક—જે લોકોને જવાનું છે એને બોલાવવા આવનાર એક બુઢ્ઢો ડોસો છે.

બચુ—તે દુષ્ટ છે ?

બાળક—ના રે! પણ એ કશું સાંભળતો જ નથી; કોઇનું સાંભળતો નથી. ગમે એટલા ખોળા પાથરેને, તોય જેનો વારો ન હોય એને જવા જ ન દે. અને પાછાં ધકેલી કાઢે !

બચુ—જે બાળકો જાય છે એમને જવું ગમે છે ?

બાળક—એ તો એમ છે કે ન જવા દે ત્યારે મન થાય, અને જ્યારે જવાનું થાય ત્યારે ઉદાસ થઇ જવાય. ....પણ જુઓ ! દેખો, પણે ! દરવાજા ખૂલે છે !

[ પેલા જંગી સપ્તરંગી દરવાજા ધીમેથી ઉઘડે છે. દૂરના સંગીતની જેમ પૃથ્વીના અવાજો સુણાય છે. લાલ અને લીલા રંગના પ્રકાશ ઓરડામાં રેલાય છે. કાળ ઉંબરા ઉપર ઉભેલ છે. એ લાંબો, ઉંચો, મોટી સફેદ દાઢીવાળો બુઢ્ઢો ડોસો છે; એના હાથમાં દાતરડું અને ઘડી છે. પ્રભાતની ગુલાબી છાયાથી બનેલા બંદરે નાંગરેલા એક ભવ્ય વહાણના સફેદ અને કનક-રંગી શઢો ખંડમાંથી ફરફરતા નજરે પડે છે. ]

કાળ—[ ઉંબરા ઉપર ઉભાં ઉભાં ] કાં, જેનું મુહૂર્ત આવ્યું છે તે બધાં તૈયાર છો કે?

નીલ બાળકો—[ બધી બાજુએથી ધક્કામુક્કી કરતાં ઉભરાય છે. ] આ આવ્યાં! આ રહ્યાં! આ આવ્યાં!

કાળ—[ ધસતાં અને પડાપડી કરતાં બાળકોને ગોઠવીને રોકતાં ] એક સાથે બે નહિ; એક પછી એક. પાછું રોજની જેમ જોઇએ એ કરતાં વધુ આવ્યાં, ખરૂં? હુંમેશ એમ જ થાય છે. હાં, પણ તમે એમ મારી નજર નહિ ચૂકાવી જાઓ. [ એક બાળકને પાછું કાઢી ] બાપુ, આજ તારો વારો નથી. તારો વારો તો દસ વરસ પછી આવવાનો છે. તેરમો કવિ? ના ભાઇ ના; બાર બસ છે! હવે તો પૃથ્વી ઉપર કવિઓનો રાફડો ફાટ્યો છે. વધુ દાક્તરો? અરે, એ તો વળી બહુ મોટી સંખ્યામાં વધી પડ્યા છે. બજારમાં જગ્યાયે નથી! પણ....પણ એક શાંતિસ્થાપક, બહાદુર અને વિચારવંત જોઈએ. ક્યાં છે? ચાલો, તમે છો કે? જાઓ જલદી. એ ભાઈ, એમ એટલી બધી ઉતાવળ નહિ....જરા ધીમે....અને તમે ભાઈ શું લઇને જાઓ છો? કાંઇ નહિ? ખાલી હાથે? એમ જવાય નહિને! કશુંક તો લઇ જવું જ જોઇશે. કાંઇ નહિ તો કોઇ ફક્કડ મજાનો નવો રોગ કે ભયંકર ગુન્હો. ગમે તે હોય, મારે વાંધો નથી. પણ કશુંક તો લઇ

જવું જ જોઇશે.

[ એક બાળકને બીજાં બાળકો આગળ જવા ધક્કા દે છે. પણ એ બહુ જ બળપૂર્વક ખસતું નથી, તેને જોઇને ]

કાળ—કાં ભાઈ, શી બાબત છે? તમારો વખત પાકી ગયો છે. ત્યાં સામાજિક અન્યાય સામે ઝૂઝનારો વીર જોઇએ છે. તમે છો એટલે તમારે ઉપડવું જોઇશે.

નીલ બાળકો—પણ દાદા, એને નથી જવું.

કાળ—શું? શું બોલ્યા તમે? નથી જવું? નથી જવું એવું નહિ ચાલે. ચાલો જાઓ, વધારે વખત બગાડો નહિ.

બાળક—ના ના, મારે નથી જવું; મારે અવતરવું નથી. મારે તો અહીં જ રહેવું છે.

કાળ—એમાં કાંઇ ઇચ્છા ન ચાલે. એ તો ઘડી આવે ત્યારે જવું જ જોઇએ. ચાલો, આગળ થાઓ.

બીજું એક બાળક—[ આગળ આવી ] અરે, મને જવા દો ને! હું એને બદલે જાઉં તો? કહે છે કે મારાં માબાપ આધેડ થઈ ગયાં છે ને બિચારાં ઘણા વખતથી મારી વાટ જોયા કરે છે.

કાળ—પણ એ ચાલે નહિ. જ્યારે તારો સમય આવશે ત્યારે તું પણ જઇશ જ. તમારાં બધાંનું આવું સાંભળું તો મારો આરો જ ન આવે. એક કહેશે કે 'જાઉં

છું.' ત્યારે બીજું બોલશે 'ઉંહું.' કોઇને વધુ પડતું વહેલું પડે છે તો કોઇને મોડું પડે છે. [ ઉંબરા ઉપરથી ધસી ગયેલાં થોડાં બાળકોને પાછાં કાઢી ] એમ એટલાં જોરથી ન આવોને ! અને તમે તો જવાનાં ભારે રસિયાં છો. જરા જાળવો તો ખરાં ! હમણાં બહુ ઉતાવળ કરો છો, પણ જ્યારે તમારો વખત પાકશે ત્યારે અચકાશો અને 'ના ના' કરશો. જુઓ તો ખરાં, પેલાં ચાર તો પીપળાનાં પાંદડાંની જેમ ધ્રૂજે છે, બિચારાં ! [ ઉંબરા ઉપરથી પાછાં વળતાં બાળકોને ] કાં મહેરબાન ! શું થયું ? પાછાં કેમ વળો છો ?

તે બાળક—જે બે ગુન્હાઓ મારે કરવાના છે તેની દાબડી ભૂલી ગયો છું.

બીજું બાળક—અને જનસમાજને જ્ઞાનમય કરવાની જે મારી યોજના છે તેની પેટી તો હું ભૂલી જ ગઇ !

કાળ—જાઓ, દોડો, લઇ આવો જલદી. ફક્ત છસો ને બાર ક્ષણ બાકી છે. પ્રભાતના વહાણના શઢ ફરફરવા માંડ્યા છે એટલે આપને સમજવાનું કે એ વાટ જોઇ રહ્યું છે. જો મોડાં આવશો તો પછી જન્મ્યા વિના જ રહી જશો !....ચાલો, જલદી, બેસી જાઓ અંદર. [ અંદર પહોંચવા માટે પોતાના પગમાંથી સરી જતા એક બાળકને ઝાલી ] અરે બદમાશ ! ક્યાં ભાગે છે ? આ વખતે ત્રીજી ફેર તારા વારા કરતાં વહેલાં અવતરવાની કોશીશ કરતાં

જવું જ જોઇશે.

[ એક બાળકને બીજાં બાળકો આગળ જવા ધક્કા દે છે. પણ એ બહુ જ બળપૂર્વક ખસતું નથી, તેને જોઇને ]

કાળ—કાં ભાઈ, શી બાબત છે? તમારો વખત પાકી ગયો છે. ત્યાં સામાજિક અન્યાય સામે ઝૂઝનારો વીર જોઇએ છે. તમે છો એટલે તમારે ઉપડવું જોઇશે.

નીલ બાળકો—પણ દાદા, એને નથી જવું.

કાળ—શું? શું બોલ્યા તમે? નથી જવું? નથી જવું એવું નહિ ચાલે. ચાલો જાઓ, વધારે વખત બગાડો નહિ.

બાળક—ના ના, મારે નથી જવું; મારે અવતરવું નથી. મારે તો અહીં જ રહેવું છે.

કાળ—એમાં કાંઇ ઇચ્છા ન ચાલે. એ તો ઘડી આવે ત્યારે જવું જ જોઇએ. ચાલો, આગળ થાઓ.

બીજું એક બાળક—[ આગળ આવી ] અરે, મને જવા દો ને! હું એને બદલે જાઉં તો? કહે છે કે મારાં માબાપ આધેડ થઈ ગયાં છે ને બિચારાં ઘણા વખતથી મારી વાટ જોયા કરે છે.

કાળ—પણ એ ચાલે નહિ. જ્યારે તારો સમય આવશે ત્યારે તું પણ જઇશ જ. તમારાં બધાંનું આવું સાંભળું તો મારો આરો જ ન આવે. એક કહેશે કે 'જાઉં

છું.' ત્યારે બીજું બોલશે 'ઉંહું.' કોઇને વધુ પડતું વહેલું પડે છે તો કોઇને મોડું પડે છે. [ઉંબરા ઉપરથી ધસી ગયેલાં થોડાં બાળકોને પાછાં કાઢી] એમ એટલાં જોરથી ન આવોને! અને તમે તો જવાનાં ભારે રસિયાં છો. જરા જાળવો તો ખરાં! હમણાં બહુ ઉતાવળ કરો છો, પણ જ્યારે તમારો વખત પાકશે ત્યારે અચકાશો અને 'ના ના' કરશો. જુઓ તો ખરાં, પેલાં ચાર તો પીપળાનાં પાંદડાંની જેમ ધ્રૂજે છે, બિચારાં! [ઉંબરા ઉપરથી પાછાં વળતાં બાળકોને] કાં મહેરબાન! શું થયું? પાછાં કેમ વળો છો?

તે બાળક—જે બે ગુન્હાઓ મારે કરવાના છે તેની દાબડી ભૂલી ગયો છું.

બીજું બાળક—અને જનસમાજને જ્ઞાનમય કરવાની જે મારી યોજના છે તેની પેટી તો હું ભૂલી જ ગઇ!

કાળ—જાઓ, દોડો, લઇ આવો જલદી. ફક્ત છસો ને બાર ક્ષણ બાકી છે. પ્રભાતના વહાણના શઢ ફરફરવા માંડ્યા છે એટલે આપને સમજવાનું કે એ વાટ જોઇ રહ્યું છે. જો મોડાં આવશો તો પછી જન્મ્યા વિના જ રહી જશો!....ચાલો, જલદી, બેસી જાઓ અંદર. [બંદર પહોંચવા માટે પોતાના પગમાંથી સરી જતા એક બાળકને ઝાલી] અરે બદમાશ! ક્યાં ભાગે છે? આ વખતે ત્રીજી ફેર તારા વારા કરતાં વહેલાં અવતરવાની કોશીશ કરતાં

હાથમાં આવ્યો છે. ફરીથી એવું કરીશને, તો પછી મારી બહેન અનન્તાની પાસે જ હંમેશને માટે મોકલી દઇશ ! અને ખબર છે ? ત્યાં રહેવું આકરૂં પડી જાય તેવું છે........પણ ચાલો, કાં તૈયાર છો બધાં ? ગોઠવાઇ ગયાં પોતપોતાની જગ્યાએ ? [ બંદરે ઉભાં રહેલાં અને વહાણુ ઉપર ચઢી ગયેલાં બાળકોને બરાબર જોઇ કરીને ] હજુ એક ખૂટે છે. એ ગમે તેટલું સંતાશે પણ કાંઇ ચાલવાનું નથી. પેલું રહ્યું એ. ચાલો પ્રિયતમ, ચાલો. તમારી પ્રિયાને વંદના કરી લ્યો.

[ પ્રિયતમો તરીકે ઓળખાતાં બાળકો ખૂબ વહાલ પૂર્વક એકમેકને બાઝી પડ્યાં છે. એમના મ્હોં ઉપર શોકછાયા છવાઈ છે. કાળની પાસે આવી એને ચરણે ઢળે છે. ]

પ્રિયતમ—કાળદાદા, મને આની સાથે રહેવા દોને ?

પ્રિયા—નહિ તો મને એની સાથે જવા દો.

કાળ—એ ન બને....ચાલો, જાઓ. હવે ફક્ત ત્રણસો ને ચોરાણું ક્ષણો જ બાકી છે.

પ્રિયતમ—પણ મારે અવતરવું જ નથી.

કાળ—એ કાંઇ તારા હાથની વાત નથી.

પ્રિયા—[ આંસુ ભરેલ આંખે ] કાળદાદા ! મારે તો એનાથી ઘણું મોડું અવતરવાનું, તે હું અહીં એકલી કેમ કરીને રહીશ ?

પ્રિયતમ—અને એ આવશે એ પહેલાં તો મારે ચાલ્યા જવાનું થશે !

પ્રિયા—[ ખૂબ દુ:ખથી ] તો તો ફરીથી હું એને દેખવાની જ નહિ ? કદી મળવાનું જ નહિ ?

પ્રિયતમ—એકલાંઅટૂલાં પૃથ્વી ઉપર જીવન જીવવાનું, ઓહો ! કેટલું આકરૂં લાગશે ?

કાળ—જુઓ, આ બધી વાતને મારે કાંઈ લાગે વળગે નહિ. જીવનદેવતા પાસે તમારી વિનંતિઓ રજુ કરો. મને તો હુકમ મળે છે એ પ્રમાણે મોકલું છું. [ પ્રિય-તમને ઝાલી ] ચાલો, જાઓ ત્યારે.

પ્રિયતમ—[ તરફડિયાં મારી ] ના, નથી જવું, નથી જવું ! એને પણ મોકલો.

પ્રિયા—[ પ્રિયતમને કંઠે બાઝી પડીને ] એને અહીં રાખો ! મારી સાથે રાખો.

કાળ—ચાલ, છોડ એને. એ જીવન પ્રાપ્ત કરવા જાય છે એમાં રડે છે શાની ? [ પ્રિયતમને બળથી છૂટા પાડીને ] ચાલો.

પ્રિયા—[ પ્રિયતમ સામે હાથ લંબાવીને વ્યથાથી ] પણ કહોને, હું તમને પૃથ્વી ઉપર કઇ રીતે ઓળખી કાઢું ?

પ્રિયતમ—અને હું પૃથ્વી ઉપર સદૈવ આંસુજલ સીંચી સીંચી મારી પ્રેમવેલ જીવન્ત રાખીશ....મને ઓળ-

ખજે, હોં પ્રાણ! [ઊર્મિના આવેશને લીધે અચેત થઇ ભોંય પર ઢળી પડે છે.]

કાળ—આટલાં બધાં અસ્વસ્થ થવાય કે? આશા અમર છે....ચાલો ત્યારે પત્યું. [પોતાની ઘડી જોઇને] હવે ત્રેસઠ ક્ષણો જ બાકી છે.

[જતાં અને રહી જતાં બાળકો છેલ્લી વિદાયના શબ્દો અને સલામો ખૂબ ઉતાવળથી એકબીજાની સામે ફેંકી રહ્યાં છે.]

નીલ બાળકો—આવજે, હોં કુસુમ! આવજે સરોજ! કાં, બરાબર ગોઠવાઇ ગયો છેને? મારી યોજનાની પહેલેથી જાહેરાત કરજે. જો ભાઇ, મારાં નવી જાતનાં તરબૂચની વાત ફેલાવજે હોં! કાં, કાંઇ ભુલતો તો નથી? ફરીથી મળીએ તો ઓળખજે હોં! હું તને શોધી જરૂર કાઢીશ....એમ પેલી બાજુ ઢળીને ન ઉભો રહે. તારા ત્યાંના સમાચાર મોકલજે હોં કે....શું, મોકલી શકાતા નથી એમ સાંભળ્યું છે? પણ પ્રયત્ન તો કરી જોજે. કેવુંક ફાવે છે એ જણાવજે. હું તને મળવા આવીશ હોં...હું તો....

કાળ—[ચાવીઓનો ઝુડો અને દાતરડું હલાવીને] ચાલો, બસ બંધ કરો હવે. લંગર ઉપડી ગયું છે.

[વહાણના સઢ સરી જાય છે અને દેખાતા બંધ થાય છે. વહાણમાંનાં બાળકોના અવાજો દૂર દૂરથી સુણાય

છે. "પેલી ધરતી દેખાય! આ રહી પૃથ્વી! મને દેખાય છે. હા, કેવી મજાની છે! કેવી તેજસ્વી છે! ને કેવી મોટી બધી છે!" અને પછી જાણે કે કોઇ કન્દરાના ઉંડાણમાંથી આવતા હોય એમ દૂરદૂરના આશા અને ઉલ્લાસના ગાનના સ્વર સંભળાય છે.]

બચુ—[તેજુને] એ શું છે? બાળકોના સ્વર નથી લાગતા. અવાજ તો બીજા લાગે છે.

તેજુ—હા, એ બાળકોને આવકાર આપતી માતાઓનું ગાન છે.

[દરમિયાન કાળ મોટા સપ્તરંગી દરવાજા બંધ કરી દે છે. ખંડમાં નજર નાખવા જાય છે ત્યાં તો બચુ, બાણી અને તેજુ ઉપર એની નજર પડે છે.]

કાળ—[હેબતાઇ જાય છે અને ગુસ્સાથી રાતો પીળો થાય છે.] કોણ છે એ? અહીં શું કરો છો? કોણ છો તમે? તમે તો નીલરંગી નથી ને અહીં ક્યાંથી ઘૂસી ગયાં?

[દાતરડું હલાવતો હલાવતો આગળ આવે છે.]

તેજુ—[બચુને] જવાબ દેવાની કાંઇ જરૂર નથી. મને નીલ પંખી મળી ગયું છે અને મેં તે અહીં સારા ઝબ્બામાં છૂપાવેલ છે. ચાલો, નીકળી જઇએ. મણિ ફેરવો એટલે પછી આપણું પગેરૂં એને જડશે નહિ.

[ડાબી બાજુએ થાંભલાઓ વચ્ચે થઇને ચાલ્યાં જાય છે.]

પડદો પડે છે.

# અંક છઠ્ઠો

## દૃશ્ય પહેલું

### વિદાય

[ રંગભૂમિ ઉપર એક દીવાલ અને એમાંનુ નાનું બારણું દેખાય છે. સવારનો સમય છે. ]

[ બચુ, બાબી, તેજુ, રોટલો, જલ, સાકર, અગ્નિ અને દૂધ પ્રવેશ કરે છે. ]

તેજુ—કાં, ક્યાં છો એ કાંઇ કળાય છે ?

બચુ—ના. કાંઇ ખબર પડતી નથી.

તેજુ—આ ભીંત અને પેલું નાનું બારણું: એને ઓળખી શકતો નથી ?

બચુ—હા. ભીંત રાતા રંગની છે, અને પેલું નાનું બારણું લીલા રંગનું છે.

તેજુ—એ જોઇને તને કાંઇ સાંભરતું નથી ?

બચુ—મને એમ સાંભરે છે કે જાણે કાળે આપણને એ બારણું બતાવ્યું હતું.

તેજુ—હં, માણસો જ્યારે સ્વપ્નામાં હોય છે ત્યારે કેટલાં વિચિત્ર હોય છે! એમના પોતાના હાથનેય ઓળખતાં નથી હોતાં.

બચુ—સ્વપ્નામાં કોણ છે? હું છું?

તેજુ—કદાચ હું હોઉં. શી ખબર પડે? કોણ કહી શકે? પણ એટલું તો ચોક્કસ કે આ ભીંત જે ઘરની છે તે, તેં તારી જીંદગીમાં અનેક વખત દીઠું છે.

બચુ—શું? આ ઘર મારી જીંદગીમાં અનેક વખત મેં દીઠું છે?

તેજુ—હા હા, દીઠું છે ઉંઘણશી! બરાબર આજથી એક વર્ષ પહેલાં રાત્રે જે ઘર છોડીને નીકળ્યાં હતાં તે આ છે.

બચુ—એક વર્ષ પહેલાં? તો તો પછી........

તેજુ—લે લે! એમ અચંબામાં ગરકાવ શાનો થઇ જાય છે, ને આંખો શાની ફાડે છે? એ તારૂં એટલે તારા કુટુંબનું, તારૂં પોતાનું જ જૂનું ઘર છે.

બચુ—[બારણા પાસે જઇને] પણ મને લાગે છે કે.... હા હા, થોડુંક એવું લાગે છે ખરૂં. આ પેલું નાનકડું બારણું અને આ એની પાતળી સાંકળ. અંદર ઘરમાં બધાં છે? અમે બા પાસે આવી પહોંચ્યાં?

મારે એકદમ અંદર જવું છે. મારે હમણાં જ એને મળવું છે.

તેજુ—હમણાં ખમ. એ લોકો અંદર ભરનીંદરમાં ઊંઘે છે. અને એમ એકાએક જગાડાય નહિ. વળી એના મુહૂર્ત વિના બારણું ખૂલે પણ નહિ.

બચુ—શાનું મુહૂર્ત? બહુ વાર છે એને?

તેજુ—ના....રે, થોડીક મિનિટો લાગશે.

બચુ—આપણે પાછાં આવી પહોંચ્યાં તેથી તમને આનંદ નથી થતો? તેજુબહેન, આમ સાવ ટાઢાંબોળ કેમ થઈ ગયાં? મ્હોં ઉતરી કેમ ગયું?

તેજુ—ના ના, કાંઈ નથી ભાઈ! એ તો હવે તમારાથી જુદા પડવાનો વખત આવ્યો એટલે જરા મનને ન ગમે. એટલું....

બચુ—અમારાથી જુદા પડવાનું?

તેજુ—હાસ્તો; પડવું જ પડશે. હવે મારે કંઈ કરવાનું નથી. વરસ પૂરું થઈ ગયું છે. અને હવે પરીબહેન તમારી પાસે નીલ પંખીની માગણી કરવા આવશે.

બચુ—પણ મારી પાસે તો નીલ પંખી છે નહિને? હું શું દઈશ? સ્મરણના પ્રદેશવાળું હતું એ તદ્દન કાળું પડી ગયું; ભવિષ્યના મહારાજ્યવાળું તદ્દન ગુલાબી થઈ ગયું; રાત્રિ પાસેથી આણેલું મરી ગયું અને વન-માંથી તો હાથ જ ન આવ્યું! એ બધાં રંગ બદલી

નાખે, મરી જાય કે ભાગી જાય એમાં મારો શો વાંક છે ? પરીબહેન શું કરશે ? ચીડાશે ?

તેજુ—આપણાથી બનતા બધા પ્રયત્ન આપણે કરી જોયા ........પણ હવે એમ લાગે છે કે કાં તો નીલ પંખી હોતું જ નથી. અથવા પકડીને એને પાંજરામાં પૂરીએ છીએ ત્યારે એનો નીલ રંગ ઉડી જાય છે.

બચુ—પાંજરૂં છે ક્યાં ?

રોટલો—આ રહ્યું, ભાઇ !....આપણી મહાન અને વિકટ મુસાફરી દરમિયાન મારા જેવા ખૂબ સાવચેત અને વિશ્વાસુ માણસના હવાલે એ પાંજરૂં સોંપવામાં આવ્યું હતું. આજે જ્યારે મારૂં એ ધર્મકાર્ય પૂરૂં થવા આવ્યું છે ત્યારે મેં જેવું એ લીધું હતું તેવું ને તેવું જ આબાદ, બરાબર સાજું સારૂં, તમારા હાથમાં સોંપવા તૈયાર છું. [કોઇ ભાષણકર્તાની છટાથી] અને આપ સૌ મહેરબાનોની રજા હોય તો થોડાક શબ્દો વધુ ઉમેરીને કહું કે........

અગ્નિ—આ બહુ વાયડો છે. પંચાણુ ! એને આટલી બધી ચાવળાઇ કરવાનું કહ્યું છે કોણે ?

જલ—આપ ચૂપ રહો તો સારૂં.

રોટલો—એક અતિ ઇર્ષાખોર દુશ્મન મારી વાણીમાં વચ્ચે વિક્ષેપ નાખે છે, તે જોઇ........

અગ્નિ—ઇર્ષાખોર દુશ્મન, કેમ ? અરે મૂર્ખ ! મારા વિના

તારું શું સ્વરૂપ હોય તેનું ભાન છે? સાવ ઢંગધડા વિનાનો લોટનો લોંદો જ........

જલ—પણ તમે ચૂપ તો રહો....

અગ્નિ—આપ સાહેબને મને ચૂપ કરવાનો જરાયે અધિકાર નથી.

[એક બીજાની સામે ઘુરકે છે, અને વઢી પડશે એમ લાગે છે.]

તેજુ—[પોતાનો હાથ ઉંચો કરી] ચાલો, બસ થયું હવે.

રોટલો—જેની ખરાબ ચાલચલગત અને દુષ્ટ બેપરવાઇને લીધે આખી દુનિયાને ખમવું પડે છે એવાનાં અપમાનજનક વચનો અને........

અગ્નિ—ચૂપ મર, જાડિયા! નહિ તો....

રોટલો—[ખૂબ મોટે સાદે] અપમાનજનક શબ્દો મને મારી ફરજ બજાવતાં અટકાવી શકશે નહિ....તેથી સૌના તરફથી હું ઇચ્છું કે....

અગ્નિ—મારા તરફથી નહિ. મારે પોતાને મારી જીભ છે.

રોટલો—આપના સૌના તરફથી, એક ઉંડી અને સાચી અંતરની લાગણી સાથે આ બે મહાન બાળક, જેમનું મહાન કામ આજે પૂરૂં થાય છે તેમની વિદાય લઉં છું. એમને છૂટા પડતી વખતના પ્રણામ કરતાં, અલબત્ત આપણને સહુને સ્નેહને કારણે દુઃખ તો લાગે જ. પણ....

બચુ—શું ? તમે અમને છેલ્લા પ્રણામ કરો છો ?.... તમે અમને છોડીને જવાના ?

રોટલો—હાસ્તો ! ગમતું નથી, પણ બીજું શું થાય ? આ સ્વરૂપે તો જવું જ જોઈએ કારણ કે માનવોની દૃષ્ટિ ખુલવાની ઘડી હજુ આવી લાગી નથી. એ સાચું છે કે હું તમને ત્યજીને જાઉં છું; પણ એ ત્યાગ તો નામનો, બહારનો જ રહેશે....તમે મને બોલતો નહિ સાંભળી શકો એટલું....

અગ્નિ—એ તો બહુ રૂડું થશે.

જલ—ચૂપ રહો તમે! બબડાટ નહિ !

અગ્નિ—દેગડામાં, કૂવાઓમાં, વાવોમાં, ઝરણાંઓમાં ધોધમાં, નદીઓમાં જે બબડાટ આપ નિરંતર કર્યા કરો છો એ બંધ કરો અને પછી મને ચૂપ રહેવાનું કહેજો, મારાં મહેરબાન !

તેજુ—ચાલો, બસ કરો કહું છું ! આટલી બધી વઢવાડ હોય ? કે પછી આ જુદા પડવાનું આવે છે એટલે તમે બધાં ઉત્તેજિત અને આકળાં થઈ ગયાં છો ?

રોટલો—[ ભારેખમ થઈને ] એ વાત મને લાગુ પડતી નથી. હું એમ કહેતો હતો કે તમે મને બોલતાં સાંભળશો નહિ, અને મારા આ જીવન્ત સ્વરૂપમાં નિહાળશો નહિ........વસ્તુઓની અંદર જે દૃશ્ય જીવન્ત ચેતન પડ્યું છે એ જોવાની તમારી દૃષ્ટિ

હવે બીડાઇ જશે. પણ તોય હું હમેશાં તમારી પાસે, તાવડા ઉપર, થાળીમાં, દાળ સાથે, શાક સાથે, ભાત સાથે હોવાનો જ. હું, જલ અને અગ્નિ ત્રણે જણાં મનુષ્યના સૌથી વફાદાર ને પુરાતન મિત્રો તથા સાથીદાર છીએ.

અગ્નિ—અને મારે જે કહેવાનું છે.......

તેજુ—ચાલો, મિનિટો પસાર થઇ રહી છે અને આપ-ણને બધાને મૂંગા અને અવાક્ કરી મૂકનાર ઘડી આવી લાગી છે....ચાલો; જલદીથી બચુ બાબીને પ્રેમપૂર્વક ભેટી લ્યો.

અગ્નિ—[ એકદમ આગળ ધસીને] પહેલો હું, પહેલો હું! [ બાળકોને ઉમળકાથી ચૂમીને ] બાબીબહેન! બચુભાઇ! જય જય; મારાં લાડીલાં! આવજો હો. કોઇ દિવસ ક્યાંઈ અગ્નિની જરૂર પડે તો મને અચૂક સંભારજો.

બાબી—ઑય રે! ઑય મા! આ તો મને દઝાડે છે!

બચુ—અરે, આણે તો મારૂં નાક શેકી નાખ્યું!

તેજુ—ચાલો અગ્નિ! તમારૂં કામ હવે પૂરૂં કરો. તમે ચૂલામાં કે સગડીમાં નથી એ ભૂલી ન જાઓ.

જલ—કેવો મૂર્ખ છે!

રોટલો—કેવો બેવકૂફ છે!

અગ્નિ—ઠીક, બહુ સારૂં. હું મારા હાથ તમને નહિ અડાડું. પણ મને ભૂલતાં નહિ હો કે. હું હમેશાં

માણસનો મિત્ર છું. હું ચૂલામાં અને સગડીમાં હમેશાં હોઈશ. કડકડતી ઠંડીમાં તમારી કાયા થરથરતી હશે અને ધીરજ ખૂટી ગઇ હશે ત્યારે મારી ચિનગારીઓ તમને હૂંફ આપશે. અને બીજું પણ: શેકવા, બાફવા, રાંધવા....

જલ—[બાળકોની પાસે આવી] બચુભાઇ! બાબીબહેન! વહાલાં! તમને જરાયે વાગશે કે દાઝશે નહિ, હું વહાલ કરીશ તો, હાં કે!

અગ્નિ—જાળવજો, સાવ ભીનાં થઇ જશો.

જલ—હું તો સ્નેહાળ અને મૃદુ છું; માણસો તરફ હમેશાં મને પ્રેમ છે.

અગ્નિ—હાસ્તો, પેલાં ડૂબાડી દે છે એની તો વાત જ શાની યાદ હોય!

જલ—વાવ અને કૂવા, ઝરણાં અને ધોધ, નદી અને સરોવર, એ બધામાં હું સદૈવ છું. ત્યાં મને જોજો, જાણજો, પીજો, પારખજો.

અગ્નિ—બહુ જબરી છે આ! દુનિયા ઉપર જ્યાં ને ત્યાં રેલાઇ ગઈ છે!

જલ—ખળખળ વહેતા કોઇ ઝરણા પાસે કોઇ મધુરી સંધ્યાએ શાંતિથી બેસો ત્યારે એના ગાનનો મર્મ હવે તો તમે સમજશોને? પ્રયત્ન કરશોને?

અગ્નિ—હવે આપ પૂરું કરોને!

જલ—આજે જેટલી સ્પષ્ટતાથી હું તમને કહી શકું છું કે તમે મને વહાલાં છો, એટલી સ્પષ્ટતાથી હવે હું તમને એ વાણી દ્વારા બોલી બતાવી શકીશ નહિ. પણ જ્યારે જ્યારે મારો સ્વર સંભળાય ત્યારે હું તમને એ સનાતન વાત કહી રહી છું એ સમજજો. હવે....હવે મારાથી વધુ બોલાતું નથી. આંસુથી મારો કંઠ રૂંધાય છે, અને....

અગ્નિ—એવું કાંઇ લાગતું નથી.

જલ—રોજ ને રોજ ઘરમાં માટીના ઘડામાં હું દેખાઇશ. પણ મારે ત્યાં અવાક્ રહેવું પડશે. તોય મારા હૈયામાં તો તમારૂં જ ચિંતન હશે, હોં! લોટામાં, પ્યાલામાં, ગાગરમાં, ગોળામાં–બધે હું હોઇશ.

દૂધ—[ શરમાતી આવતી ] અને હું તાંબડીમાં....

બચુ—અરે દૂધ, તમેય તે, આટલાં ભલાં અને આટલાં લજ્જાળુ–તમેય જશો કે ? શું બધાંય જશો ?

સાકર—[ કુદરતી રીતે જ એનાથી લટકાં થઇ જાય છે. ] તમારા અંતરનો એક ખૂણો ખાલી હોય તો એટલું યાદ રાખજો કે મારો સહવાસ સદા મીઠાશભર્યો હતો. વધું શું કહું ? મારા સ્વભાવમાં આંસુ લાવવાનું તો છે નહિ; અને મારા પગ ઉપર જો પડે તો મને એ બહુ ઇજા પહોંચાડે છે.

રોટલો—મીઠાબોલી....

અગ્નિ—[ બૂમ પાડીને ] વાહરે વાહ, સાકરબાઇ ! બહુ મીઠડી, જૂઠડી !

બચુ—પણ ટીપુ અને મીની કેમ દેખાતાં નથી ? ક્યાં ગયાં છે ?

[ એ જ વખતે મીનીની ચીસો સંભળાય છે. ]

બાબી—[ ચિંતાપૂર્વક ] અરે, એ તો મીનીની ચીસો છે. એને કોઇ પજવતું લાગે છે.

[ દોડતી, ભાગતી, રાડો નાખતી મીની પ્રવેશ કરે છે. એની પાછળ તરત જ કૂતરો આવે છે અને બચકાં, લાતો અને થપાટો વડે મીનીને લગાવ્યે રાખે છે. ]

કૂતરો—[ મીનીને ફટકાવતો ] હં, લેતી જા ! કાં, મજા પડે છે ને ? વધુ મેથીપાક ચખાડું ? લે લે, લેતી જા !

તેજુ, બચુ અને બાબી—[ એમને છૂટાં પાડવા આગળ જાય છે. ] ટીપુ ! શું કરે છે ? પાગલ થઈ ગયો છે કે શું ? ચાલ, છોડ એને. છોડ, કહું છું ! માનતો નથી કે ?

[ મીની ને કૂતરાને બળજબરીથી જુદાં પાડે છે. ]

તેજુ—શું છે ? શું થયું ?

મીની—[ ડૂસકાં ભરતી અને આંખો લૂછતી ] તેજુબહેન ! આ કૂતરાનો જ વાંક છે. મને એણે ગાળો દીધી, મારી પૂંછડી તાણી, મારા વાળ ખેંચ્યા અને બચકાં ભરવા લાગ્યો. અને મેં તો બહેન ! કશુંય, જરાકે, લગીરે, કાંઇ કરતાં કાંઈ નથી કર્યું.

કૂતરો—[ એના ચાળા પાડીને ] જરા....કે, લગી....રે, કાં....ઈ કરતાં કાં....ઈ, નથી કર્યું. [ ધીમેથી કટાક્ષમય અવાજે ] બહુ સારૂં, બહેનબા ! આપને થોડોક તો મેથીપાક ચખાડ્યો છે. હજુ બાકી છે એ પછી લાગ મળશે ત્યારે ચખાડીશ; મૂંઝાશો નહિ.

બાબી—[ મીનીને પડખામાં વહાલપૂર્વક દાબી ] મારી લાડીલી મીની ! ક્યાં વાગ્યું બા, તને ? કહે જોઇએ ?

તેજુ—[ કૂતરાને, કડકાઇથી ] આજની તારી વર્તણૂક વધારે ખરાબ અને શરમાવનારી કહી શકાય. કારણ કે જે દુઃખદ ઘડીએ આપણે આ પ્રિય બાળકોથી વિખૂટાં પડવાનું છે એ વખતે તેં આ કર્યું છે........

કૂતરો—[ એકાએક ગંભીર બની જઇ ] હેં ! શું ? આપણે આ પ્રિય બાળકોથી વિખૂટાં પડવાનું છે ?

તેજુ—હા, એ ઘડી હવે પાસે આવી છે. આપણે બધાં પાછાં મૂંગાં, વાણીવિહીન થઇ જઇશું. આપણે હવે એમની સાથે વાત કરી શકીશું નહિ.

કૂતરો—[ એકદમ સાચા અને ઉંડા દર્દની બૂમો નાખે છે અને બચુ-બાબી પાસે જઇને ખૂબ ભાવપૂર્વક એમના પગે બાઝે છે, ચૂમે છે. ] ના ના; ભાઇ ! બહેન ! મારી ના છે; મારે એ કબૂલ નથી. હું તો હમેશાં તમારી સાથે વાત કરીશ જ. મારા માલિક, મારા નાથ ! હવે તો તમે સમજી શકશો કે નહિ ? હા, જરૂર, જરૂર;

અને બધુંય, એકેએક વાત હું તમને કહીશ, હોં કે! અને હું સુધરી જઇશ, હો ભાઈ! ને તમે જે કહેશો એ કરીશ. ખૂબ ચોખ્ખો રહીશ અને પૂછયા વિના રસોડામાંથી કશું જ ખાઈ નહિ જાઉં. તમને ગમે એવું કરૂં? આ મીનીને નમસ્કાર કરી એની દોસ્તી કરૂં તો તમને ગમશે?

બાબી—અને મીની! તારે કંઇ કહેવાનું નથી?

મીની—[ દાંભિક અવાજે ] તમારા બંનેમાં જેટલી યોગ્યતા છે એટલી મને તમારા તરફ લાગણી છે.

તેજુ—બચુ, બાબી, મારાં લાડકડાં! આવો. છેલ્લી વારનું તમને વહાલ કરી લઉં.

બચુ અને બાબી—[ તેજુનાં કપડાંને બાઝી પડી ] ના ના, તેજુ-બહેન! એમ નહિ. અમને છોડીને ન જાઓ. બાપુને કાંઇ વાંધો નહિ આવે. તમે અમારા ઉપર કેટલું હેત રાખો છો એ અમે બાને કહેશું.

તેજુ—બેટા! મારાથી હવે ન રહેવાય. અમારા માટે હવે વખત ભરાઇ ગયો છે, એટલે મારે તમારાથી જુદા પડવું જ પડશે.

બચુ—તમે એકલાં કયાં જશો?

તેજુ—બહુ દૂર નહિ જાઉં....ત્યાં, વસ્તુઓના મૌનના પ્રદેશમાં.

બચુ—ના, પણ અમે તમને જવા જ નહિ દઈએ. અમે તમારી સાથે આવશું....અમે બાને કહેશું કે....

તેજુ—મારાં પ્યારાંઓ! આંસુ ન આણો. હું જલની જેમ સ્વર કાઢી શકતી નથી; મારી પાસે તો ફક્ત પ્રકાશ છે. માનવ એને બરાબર સમજી શકતો નથી, પણ હું તો જીવનભર માનવનું ધ્યાન રાખું જ છું. ચાંદની રાતના સુધાભર્યા પ્રત્યેક ચંદ્રકિરણમાં, પ્રત્યેક ટમકતા તારામાં, રોજ ને રોજ ખીલતી ઉષાના અજવાળામાં, એકેએક દીપકમાં, તમારા અંતરના એકેએક ઉજળા ને તેજસ્વી ભાવ અને વિચારમાં હું છું એટલું કોઈ દિવસ ન ભૂલતાં! [ દીવાલ પાછળ આઠના ટકોરા થાય છે. ] સાંભળ્યું ? ઘડી આવી પહોંચી. ત્યારે બસ, પ્ર....ણા....મ! હવે બારણું ઉઘડે છે. જાઓ, અંદર જાઓ.

[ અર્ધા ખુલ્લા થયેલા બારણામાં એ બચુ બાબીને મોકલે છે અને પછી બારણું વસાઈ જાય છે. રોટલો આંખમાં આવેલ એક આંસુ લૂછે છે. જલ, તેજુ બધાં આંસુભીની આંખે જમણી અને ડાબી બાજુએ ચાલ્યાં જાય છે. કૂતરાનો ભસવાનો અવાજ દૂરથી સંભળાય છે. ક્ષણભર રંગભૂમિ ખાલી રહે છે. ]

પડદો પડે છે.

# દૃશ્ય બીજું

## સ્વપ્નવિલોપન

[ પહેલા જ અંકમાં શરૂઆતમાં દૃશ્યની જે ગોઠવણ હતી તેની તે જ છે. પણ વસ્તુઓ, દીવાલો અને વાતાવરણ બધું અપૂર્વ અને અદ્ભુત, વધારે સુંદર, સુહાસી અને સુવાસી જણાય છે. બંધ કરેલી બારીઓની તડોમાથી હસતાં, બોલતાં નવસૂર્યનાં કિરણો પ્રવેશ કરે છે. પાછળ જમણી બાજુએ બચુ અને બાબી પોતપોતાની પથારીમાં ઘસઘસાટ ઊંઘતા પડ્યાં છે. પહેલા અંકમાં શરૂઆતમાં પરીના આવ્યા પહેલાં કૂતરો, મીની અને બીજી બધી વસ્તુઓ જેમ પડી હતી તેમ જ પડી છે. ]

[ બા પ્રવેશ કરે છે. ]

બા—[ વહાલભર્યા ઠપકાના અવાજે ] હવે તો ઊઠો, ઊંઘણશીઓ, પડ્યાં છો તે! આટલો દિ’ ચડ્યો તોય પડ્યાં પડ્યાં ઊંઘતાં શરમાતાં નથી? હજુય કેવાં ઊંઘે છે! [ બેવ બાળકો ઉપર ઝળૂંબી રહે છે અને હેતથી ગાલે હાથ ફેરવે છે. ] કેવાં રૂપાળાં છે! બચુ તો જાણે ગુલાબનો ગોટો, અને આ મારી બાબી તો જાણે ચંપાની કળી! કેવાં વહાલાં લાગે છે, બેય!....પણ હવે એમને જગાડું. કાંઈ બપોર સુધી ઊંઘવા ન દેવાય. એમ તો પછી સાવ આળસુ થઈ જાયને! [ બચુને હળવેથી ઢંઢોળીને ] ચાલ બેટા, ઊઠ બેટા!

બચુ—[ જાગીને ] શું? તેજુબહેન!....તેજુબહેન ક્યાં છે? ના, તેજુબહેન, તમે જશો નહિ, હો કે!

બા—તેજુબહેન ? તેજુબહેન શાની ? હા, આ સૂરજનાં તેજ ધરતી ઉપર ફેલાઈ રહ્યાં છે અને અજવાળું અજવાળું થઇ ગયું છે ! હ્યો, બારીઓ ખોલું ? [જઈને બારીઓ ખોલે છે. ઝગમગાટ કરતું તેજ આખા ઓરડાને આવરી લે છે.] હાં, જુઓ ! પણ તું આમ બહાવરો બની શું જોયા કરે છે ? તને શું થયું છે ?

બચુ—[આંખો ચોળતો] બા, બા ! તમે છો, બા ?

બા—હા, કેમ વળી ? હું જ છું તો. બીજું કોણ હોય ?

બચુ—હા, તમે જ છો. સાચી વાત, તમે જ છો, હાં !

બા—હા, પણ હું છું એમાં વળી નવું શું છે ? એક રાતમાં કાંઇ મારા મ્હોંમાં ફેરફાર નહિ થઇ ગયો હોય. પણ એમ અચંબાથી મારા સામે તાક્યા શું કરે છે ? કાંઇ મારૂં નાક મોટું થઇ ગયું છે કે વાળ ધોળા થઇ ગયા છે, કે છે શું ?

બચુ—બા ! ફરીથી તમને મળતાં કેટલી મજા પડે છે ! કેટલા બધા વખત પછી, કેટલા બધા દિવસ પછી.... બા, બા ! એ બા ! મારી બાડી !....અને આ પથારી કેવી મજાની છે. હું પાછો ઘેર આવી ગયો, હાં !

બા—પણ છે શું ? ઉઠતો કેમ નથી ? તને શું થયું છે ? માંદો તો નથી થયોને ? ચાલ ઉઠ, કપડાં પહેરી લે.

બચુ—ઓહો, મારૂં પહેરણ તો મેં પહેરેલું જ છેને !

બા—પહેરેલું જ છે. એમાં નવું શું છે? ચાલ, આ ચડ્ડીની નાડી બરાબર બાંધી લે.

બચુ—તે મુસાફરીએ ગયો ત્યારે પણ....

બા—મુસાફરી શાની?

બચુ—કાં, ગયે વરસે નીકળ્યો હતોને?

બા—ગયે વરસે?

બચુ—હા. કેમ, દીવાળી ઉપર હું ગયો હતોને?

બા—પણ તું ક્યારે ગયો હતો, ગાંડા! આ ઓરડામાંથી તો બહાર ક્યાંઇ ગયો નથી. કાલ રાત્રે મેં તને અહીં પથારીમાં સુવાડી દીધો હતો, અને અત્યારે તું જાગે છે. કાંઈ સ્વપ્નું તો નથી આવ્યુંને?

બચુ—પણ બા, તમને કેમ સમજાતું નથી? ગયે વરસે બાબી, પરીબહેન અને તેજુ સાથે–અરે તેજુબહેન તો એટલાં હેતાળ છેને! અને રોટલો, સાકર, જલ, અગ્નિ એ બધાં–પણ એ લોકો અંદર અંદર બહુ લડતાં હતાં....કાં તમને ન ગમ્યું? તમે મને સંભારતાં હતાં? બાપુ ખીજે તો નો'તા ભરાયાને?....હું ના નહિ કહી શક્યો....હું એક ચિઠ્ઠી મૂકતો ગયો હતો.

બા—તું શું બોલે છે? કાંઇ સમજાતું નથી. ચોક્કસ કાં તો તું માંદો થયો છે, અથવા હજી સુધી નીંદરમાં જ ઘૂમે છે. [ એને જરા હલાવે છે. ] ચાલ ચાલ, જાગ હવે. કાં, હવે ઠીક છે?

બચુ—પણ બા, હું સાચું કહું છું. તમે ઊંઘમાં હશો; હું તો ભાનમાં છું.

બા—શું ? હું ઊંઘમાં છું ? વાહ ! છ વાગ્યાથી તો ઉઠી છું....ને બાજરો દળ્યો, પાણી ભર્યું....

બચુ—પણ બાબીને પૂછી જુઓ. ખબર પડશે કે મારી વાત સાચી છે કે નહિ....અરે, એટલાં બધાં નવાં નવાં સાહસોના અનુભવો અમને મળ્યા કે બસ....

બા—વળી બાબીને શું પૂછવાનું ? તું શું કહેવા માગે છે ?

બચુ—એ પણ મુસાફરીમાં મારી સાથે જ હતી....અમે દાદાજી અને દાદીમાને પણ મળ્યાં હતાં !

બા—[ બહુ જ આશ્ચર્યચકિત થઇને ] શું ? દાદાજી અને દાદીમાને ?

બચુ—હા, સ્મરણના દેશમાં દાદાજી અને દાદીમા બેઉ મળ્યાં હતાં. અમારા રસ્તામાં જ એ આવતો હતો. એ મરેલાં છે, પણ ખૂબ મજામાં છે. દાદીમાએ તો ખીચડી અને શકરિયાંનું શાક ખવરાવ્યું હતું; અને નાનાભાઈઓ–બિપિન ને ઇન્દુ ને બચી બધાં મળ્યાં....

બાબી—નાની બચી તો હજીય ચાર પગે ચાલે છે.

બચુ—અને ટીકુના ગાલ ઉપર હજીય ખીલ છે.

બા—ચાલ જોઇએ, ઉભો થઇને ચાલ તો ! હું જોઇ જોઉં, તું બરાબર ચાલે છે કે નહિ. [ બચુ ચાલે છે. ] ના રે, એવું કાંઇ નથી....પણ ઓ ભગવાન ! આમને

થયું છે શું ? બીજાં ગયાં એમ શું આમનુંય થશે ? [ભયથી ચીસ નાખીને બોલાવે છે.] એ તમે આવોને ? આ બેય છોકરાંને કાં'ક થઇ ગયું છે !

[હાથમાં લાકડી લઇ બાપુ ધીમેથી શાંતિથી પ્રવેશ કરે છે.]

બાપુ—શું છે ?

બચુ ને બાબી—[ઉઠીને બાપુની કમરે હાથ વીટે છે.] કાં, બાપુ બાપુ ! બાપુ, કાં, ગયું આખું વરસ મજા પડીને ?

બાપુ—કાં, શું છે ? આમને કાંઇ નથી થયું. તદ્દન સાજાં સારાં છે.

બા—[રોતાં રોતાં] એ તો દેખાય છે એમ, પણ કાંઇક થયું છે એ વાત ચોક્કસ ! આમને શું થયું છે એ સમજાતું નથી. કાલે રાત્રે બરાબર શાંતિથી મેં એમને સૂવાડી દીધાં હતાં, અને અત્યારમાં ઉઠીને કાંઇક મુસાફરી ને એવી એવી વિચિત્ર વાતો કરે છે. કહે છે કે તેજુબહેન સારી હતી ને દાદાજી ને દાદીમા મળ્યાં હતાં.

બચુ—હા, દાદાજીનો પગ હજુ લંગડો નથી મટ્યો.

બાબી—અને દાદીમાના સાંધા હજુયે એવા ને એવા અકડાઇ ગયેલા જ છે.

બા—સાંભળ્યું ? કોઇ દાકતરને બોલાવી લાવોને !

બાપુ—ના, ના. એવું તો કાંઇ નથી. એમાં આટલી બધી ગભરાય છે શું ? [ બારણું ખખડે છે. ] કોણ બારણું ખખડાવે છે ? આવો, આગળો ઉંચો કરીને.

[ પહેલા અંકમાંની પરીને મળતી આવતી પાડોશણ પ્રસનબાઇ લાકડીને ટેકે અંદર આવે છે. ]

પ્રસન્નબાઇ—કાં, જય જય ! આજે બેસતા વરસના જય-શ્રીકૃષ્ણ.

બચુ—ઓહો, આ તો પરીબહેન છે !

પ્રસન્નબાઇ—મારે જરા અત્યારમાં તમારે ઘેર દૂધ આવ્યું હોય તો જોઇએ છે. કાં બેટા, બચુ ! કેમ છો ?

બચુ—પરીબહેન, મને તો નીલ પંખી મળ્યું નહિ.

પ્રસન્નબાઇ—આ શું કહે છે ?

બા—પરસનબાઇ ! મને કાંઇ ખબર પડતી નથી. આજે ઉઠ્યાં ત્યારથી એવું એવું બોલે છે, બા ! કાં'ક ખાવામાં તો નહિ આવી ગયું હોયને ?

પ્રસન્નબાઇ—કાં, બેટા બચુ ! મને, તારી પાડોશમાં રહેનાર પરસનમાને ઓળખતો નથી ?

બચુ—કાં, તમને ન ઓળખું ? તમે તો પરીબહેન છો. અમારા ઉપર ચીડાયાં તો નથી ?

પ્રસન્નબાઈ—શું, પરીબહેન? અરે રામ! એ શું?

બચુ—પરીબહેન, પરીબહેન!

પ્રસન્નબાઈ—પરસનબહેનને?

બચુ—પરસનબહેન કહો કે પરીબહેન કહો; પણ હું તમને ઓળખું છું. બાબીને પૂછી જુઓ.

બા—એનેય એવું થયું છે. બેય જણાં કોણ જાણે કેમ? ....

બાપુ—અરે, એમાં કાંઈ નથી. થોડી વારમાં સરખું થઈ જશે.

પ્રસન્નબાઈ—ના રે, એમાં મૂંઝાવાનું કાંઈ છે નહિ. મને ખબર પડે છે. એમને સ્વપ્નું આવ્યું હશે. એ તો ઠંડો પવન મગજને અડે ત્યારે એવું થઈ જાય. મારી નાની દીકરી માંદી છે, ને એનેય એવું થઈ જાય છે કો'ક વખત........

બા—હાં; કેમ છે એને હવે?

પ્રસન્નબાઈ—ઠીક છે. હજુ ઉઠી શકતી નથી. વૈદનું કહેવું છે કે મગજ જરા નબળું પડી ગયું છે. પણ એ સાજી કેમ થઈ જાય એની મને ખબર છે. અત્યારે, સવારમાં હમણાં જ મારી પાસે એ એક વસ્તુ માગતી હતી. એને એની રઢ લાગી છે.

બા—હવે, મને ખબર છે. આ બચુની મેના એને

જોઇએ છે. ભાઈ બચુ! બિચારી માંદી છોકરીને તું તારું પંખી દઈ દે તો શું ખોટું?

બચુ—શું બા?

બા—તારું પંખી, તારી મેના. તને એ કાંઇ બહુ ખપની નથી; અને પેલી બિચારી એના વિના ઝૂરી મરે છે....

બચુ—હા એ સાચું. મારી મેના? ક્યાં છે? પેલુ પાંજરું રહ્યું! બાબી, જોયું એ પાંજરું? રોટલાના હાથમાં હતું તે જ એ છે. હા હા, એ જ છે. અરે લે, આ તો નીલ રંગી લાગે છે!....પણ છે તો મારી મેના જ જાણે. પણ આપણે અહીંથી નીકળ્યાં ત્યારનો એનો રંગ બદલાઈ જ ગયો છે! હા, સમજાયું. આપણે જે નીલ પંખી શોધતાં હતાં તે આ જ. આપણે એને શોધવા ક્યાંનાં ક્યાં જઇ આવ્યાં અને એ તો અહીં ઘરમાં જ છે! પણ બહુ અદ્ભુત છે, હો! બાબી, જોયું એ નીલ પંખી? તેજુબહેન આ જોઇને શું કહેશે? [એક ખુરશી ઉપર ચડીને પાંજરું ઉતારે છે, અને પ્રસન્નબાઇને આપે છે.] લો, પરીબહેન! લો. એ પૂરેપૂરું નીલ રંગી નથી પણ ધીમે ધીમે એ થઇ જશે ખરું. તમારી નાની દીકરી પાસે લઈ જાઓ એને.

પ્રસન્નબાઇ—હેં બેટા! તું મને એ દઇ દે છે? ખરેખર આપી દે છે? વારૂ જીવતો રહેજે, બેટા! મારી દીકરી રાજીરાજી થઇ જશે. વારૂ બેટા! મને એવો હરખ

થયો છે!....હું દોડી જાઉં.

બચુ—હા હા, લઇ જાઓ. અને....કો'ક વખત કો'ક પંખીઓ પાછાં રંગ પલટી નાખે છે!

પ્રસન્નબાઇ—એ એને જોઇને શું કહેશે, તે હું કહેવા આવીશ-હમણાં.

[ પ્રસન્નબાઈ જાય છે. ]

બચુ—[ આજુબાજુ ધ્યાનપૂર્વક જોઇને ] બાપુ, બા! આ ઘરને તમે કાંઇ કર્યું છે? છે તો હતું તેવું ને તેવું જ, પણ પહેલાં કરતાં બહુ રૂપાળું જણાય છે.

બાપુ—એટલે? પહેલા કરતાં બહુ રૂપાળું શું જણાય છે?

બચુ—બધું, બધું; જાણે તાજું, જાણે સાવ નવીન, જાણે રસભર્યું ને સોહામણું લાગે છે! ગયે વરસે એવું નહોતું.

બાપુ—ગયે વરસે? ક્યારે?

બચુ—[ બારીએ જઇને ] અને દૂરની પેલી ઝાડી તો જુઓ, કેવી મજાની અને સરસ લાગે છે! રોટલો ક્યાં છે? [ રોટલાના ડબા પાસે જઇ ] રોટલા! [ થોડી વારે ] બોલતો જ નથી; સાવ ચૂપ થઇ ગયો છે! અને આ રહ્યો ટીપુડો. એ ટીપુ, ટીપુડા!....કાં, વનમાં કેવું લડવું પડ્યું હતું, યાદ આવે છે?

બાળી—એ મીની! બોલ બોલ, કાં બોલતી નથી?

બચુ—કાં રોટલાભાઇ! [માથે હાથ અડકાડી] અરે, મારો મણિ તો છે નહિ? પરીબહેને મને પહેરાવેલી જાદુઇ ટોપી અને મણિ બેય ક્યાં ગયાં? ચાલો, કાંઇ નહિ; હવે એની જરૂર નથી. [સગડી પાસે જઈ] એ અગ્નિભાઇ! તમે ને જલ બહુ લડતાં હતાં. [પાણીના માટલા પાસે] અને જલદેવી! બોલો તો ખરાં....હવે તો બોલતાંય નથી!

બાબી—સાકરબહેન પણ દેખાતી નથી.

બચુ—આહા, મને એટલું મજાનું લાગે છે! જાણે સુખના સાગરો મારે હૈયે છલકાય છે. કેટલું સુખ! કેટલો બધો સુખી છું!

બાબી—મનેય એવું થાય છે.......

બા—આમ બેઉ જણાં આખા ઓરડામાં શું ભમ્યા કરો છો, ગાંડાંની જેમ?

બાપુ—કાંઈ વાંધો નથી.......એમાં જાણે કે ખૂબ સુખ અનુભવે છે એની રમત રમે છે.

બચુ—મને સૌ કરતાં તેજુબહેન બહુ ગમતાં. એનો દીવો ક્યાં છે? અત્યારે પેટાવીશું? [આજુબાજુ ફરીથી નિહાળીને] અરે, બધું એટલું સરસ લાગે છે, અને અને મને એવો આનંદ થાય છે!

બા—કેમ?

બચુ—એ ખબર નથી, બા!

[ એટલામાં બારણું ખોલી પ્રસન્નબાઈ પાછાં આવે છે. એમની આંગળીએ એક રૂપરૂપના અંબાર જેવી નાની છોડી પણ છે. બચુનું પંખી એણે હાથમાં ઝાલી રાખ્યું છે. ]

પ્રસન્નબાઈ—જોયું કે, કેવી સાજી થઇ ગઈ?

બા—વાહરે બાઇ! પહેલાં તો ઉઠીયે શકતી નહિ.

પ્રસન્નબાઇ—અરે ઉઠવાનું તો શું, હવે તો ચાલે છે, દોડે છે, કૂદે છે ને નાચે છે પણ! એ પંખી જોતાં જ પથારીમાંથી કૂદીને બહાર આવી અને બારી પાસે અજવાળામાં લઇને એને જોઇ જોયું કે એને જોઇતું હતું તે છે કે નહિ! અને પછી જાણે કે પાંખો આવી હોય એમ એકદમ શેરીમાં દોડી.......

બચુ—[ એની પાસે જઇ, આશ્ચર્યથી જોઇ રહી ] અરે, તેજુ-બહેન જેવી જ બરાબર લાગે છે!

બાબી—પણ એમના કરતાં નાની બહુ છે.

બચુ—હા, એ સાચું! પણ એ તો મોટી થશેને.

પ્રસન્નબાઈ—શું બોલે છે, આ બે જણાં? હજુ સુધી ગયું નથી?

બા—ના; પહેલાં કરતાં જરા વધુ ભાનમાં આવ્યાં છે. એ તો હમણાં ચા પીશે એટલે ઠીક થઇ જશે.

પ્રસન્નબાઈ—[ એમની દીકરીને આગળ લાવી ] બેટા! આ પંખી દેવા માટે બચુભાઇનો આભાર માન. એમને નમસ્કાર કર.

[ પેલી છોકરીને કશું સૂઝતું નથી, અને બચ્ચુ પણ એની સામે બોલ્યા ચાલ્યા વિના તાકી રહે છે. પછી બચ્ચુ પંખીનું માથું પંપાળે છે. ]

બચ્ચુ—કાં, એ બરાબર નીલ રંગી છે કે?

નાની છોકરી—હા. મને એ એવું ગમે છે!

બચ્ચુ—એના કરતાં વધુ નીલ રંગી મેં જોયાં હતાં ખરાં. પણ એ બધાં એવાં હોય છે કે ગમે એટલું કરીએ તોયે હાથ આવતાં નથી; અને આવે છે તો રહેતાં નથી.

નાની છોકરી—એનો કાંઇ વાંધો નહિ. આ પંખી બહુ મજાનું છે.

બચ્ચુ—એને કાંઇ ખવરાવ્યું?

નાની છોકરી—ના. એ શું ખાય?

બચ્ચુ—ગમે તે; રોટલી, જમરૂખ, પોપૈયું....

નાની છોકરી—કેમ ખાતું હશે, ભલા?

બચ્ચુ—કાં વળી, એની ચાંચથીસ્તો. લાવ હું બતાવું.

[બચ્ચુ છોકરીના હાથમાંથી પંખી લેવા જાય છે; પેલી જાણે ન દેવું હોય એમ આનાકાની કરે છે. અને આ બે જણની રકઝકમાં પંખી છટકીને ઉડી જાય છે!]

નાની છોકરી—ઓ મા! ઉડી ગયું! એ....

[ એકદમ રડી પડે છે. ]

બચુ—કાંઇ વાંધો નહિ. એમ રોવાય નહિ. હું એને ફરી પકડી લાવીશ. [ રંગભૂમિના આગલા ભાગમાં આવી પ્રેક્ષકોને ઉદ્દેશીને ] આપમાંથી કોઇને એ પંખી જડે તો અમને પાછું પહોંચાડવાની કૃપા કરશો? અમારે અમારા સુખ માટે એ જોઇએ છે....

પડદો પડે છે.





# શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળા : ૮૦ પુસ્તકો

સંપાદકો : ગિજુભાઇ અને તારાબેન

સ્થાનિક રૂા. ૬-૪-૦ : પોસ્ટેજ જુદું. છૂટક દરેકનો ૦-૧-૬

૧ ગણપતિ બાપા
૨ ચેલૈયો
૩ ઉભું હતું, ઉભું હતું
૪ હુન્નમડી
૫ કબાટ
૬ બાળકોનો બીરબલ-૧
૭ ગોપીચંદ
૮ બાળનાટકો-૧
૯ હસ અને હંસા
૧૦ તિરંદાજ
૧૧ ગામડામાં મળજો
૧૨ બાળપ્રવાસો
૧૩ મારા ગોઠિયા
૧૪ જરા હસો
૧૫ ક્યાંથી આવ્યાં
૧૬ મકનો અને રાક્ષસ
૧૭ રૂપસિંહ ને રામસિંહ
૧૮ ટપાલની પેટી
૧૯ ગધેડું
૨૦ ચીડિયાખાનું
૨૧ મહાસભાઓ
૨૨ કહેવતોનાં મૂળ
૨૩ ગપગોળા
૨૪ આફ્રિકા સાંભર્યું
૨૫ શબ્દપોથી
૨૬ વાક્યપોથી
૨૭ ચિઠ્ઠીપોથી
૨૮ નાના પાઠો
૨૯ મોટા પાઠો
૩૦ નાની વાતો
૩૧ ઘરમાં
૩૨ આંગણામાં
૩૩ શેરીમાં
૩૪ બાળશાળામાં
૩૫ ગામમાં
૩૬ ફરવા જઇએ
૩૭ જુગતરામના પાઠો
૩૮ ભોં ભોં ભોં
૩૯ ગધેડું અને ઘોડું
૪૦ દાદા દર્શને
૪૧ બાળનાટકો-૨
૪૨ સવારથી માંડીને
૪૩ કુદરતમાં
૪૪ મોતિયો
૪૫ રામજીભાઈ પડી ગયા!
૪૬ મંગેશનો પોપટ
૪૭ ઘોબીડો ધુએ છે
૪૮ પીરૂ અને-
૪૯ છાણાં થાપી આવ્યાં
૫૦ મામાની જાદ્ય
૫૧ વાડામાં
૫૨ રોજનીશી
૫૩ બાળકોનો બીરબલ-૨
૫૪ છેટાં રહેજો માબાપ
૫૫ મારી ગાય
૫૬ કમળાબેનના પાઠો
૫૭ ગિરિશિખરો
૫૮ કાળા હાથ, કાળી દાઢી
૫૯ ખળાવાડ
૬૦ પૂછું ?
૬૧ ઓતરાતી દીવાલો-૧
૬૨ ઓતરાતી દીવાલો-
૬૩ બુદ્ધચરિત્ર
૬૪ ગુજરાત-મહારાષ્ટ્ર
૬૫ જોડકણાં
૬૬ કહેવત સંગ્રહ
૬૭ હરિશ્ચંદ્ર
૬૮ એમ કેમ ?
૬૯ સાજા રહીએ
૭૦ વ્યાકરણ પોથી
૭૧ વરત સંગ્રહ
૭૨ રમત જોડકણાં
૭૩ શિવાજી મહારાજ
૭૪ દુહા અને સોરઠા
૭૫ વિનોદ ટુચકા
૭૬ બાળકોના લેખો
૭૭ આપણે પોતે
૭૮ કાવ્યસંગ્રહ
૭૯ છેલ્લો પાઠ
૮૦ સંપાદકોનું કથન

## બાલસાહિત્ય ગુચ્છ ( એકંદર ૨૫ પુસ્તકો )

સંપાદકો : ગિજુભાઈ અને તારાબેન

કિંમત ૨-૧૧-૬ : પોસ્ટેજ દેશમાં ૦-૧૩-૦ : પરદેશ ૧-૧-૦

| | | |
|---|---|---|
| ૧ લાલ અને હીરા | ૧૦ વેઠનો વારો | ૧૮ મેંડિયો |
| ૨ ભેંશનાં શીંગડાંમાં | ૧૧ નવાં વરતો | ૧૯ તારાબેનના પાઠો |
| ૩ ગામડામાં ગયો હતો | ૧૨ વસંત આવી | ૨૦ માજીએ કહેલી |
| ૪ આંબો રોપ્યો | ૧૩ તિળ ધ્યા ગુળ ધ્યા | ૨૧ જોયું ને આંખ ઠરી |
| ૫ વિલાયતી વાતો | ૧૪ હેમુભાઇના પાઠો | ૨૨ સટરપટર વાતો |
| ૬ ટૂચકાઓ | ૧૫ જીવજંતુ | ૨૩ ત્રેવીશમું પુષ્પ |
| ૭ બે બાળનાટકો | ૧૬ ઠેકંઠેકા | ૨૪ ચતુર કરોળિયો |
| ૮ દાદાજીની તલવાર | ૧૭ ટેક | ૨૫ પંચામૃત |
| ૯ તડતડ્ તર્ર્ર્ | | |

૨૪ ચતુર કરોળિયો (૬૪ પાનાં) ૦-૩-૦ : ૨૫ પંચામૃત (૧૨૮ પાનાં) ૦-૬-૦

બાકી દરેકનો ૦-૧-૬

## કિશોર અને કુમાર વાચન

| | | | |
|---|---|---|---|
| કિશોર કથાઓ ખંડ-૧ | ૦-૬-૦ | સાગરસમ્રાટ ( સાહસવાર્તા ) | ૦-૧૦-૦ |
| કિશોર કથાઓ ખંડ-૨ | ૦-૬-૦ | સાહસિકોની સૃષ્ટિ ( ,, ) | ૧-૪-૦ |
| ધર્માત્માઓનાં ચરિતો | ૦-૮-૦ | વડલો ( સચિત્ર નાટક ) | ૦-૧૦-૦ |
| રખડુ ટોળી ખંડ ૧-૨ દરેકના | ૦-૮-૦ | આપણા આર્થિક પ્રશ્નો | ૦-૫-૦ |
| શાંત પળોમાં | ૦-૬-૦ | પ્રાસંગિક મનન | ૦-૮-૦ |
| બાલ રામાયણ | ૦-૧૦-૦ | સુભાષિતરત્નમંજૂષા | ૦-૪-૦ |
| જાતક કથાઓ | ૦-૮-૦ | હજરત મોહમ્મદ પયગમ્બર (સ) | ૦-૩-૦ |
| હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ-૧ | ૦-૮-૦ | ભગવાન બુદ્ધ | ૦-૩-૦ |
| હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ-૨ | ૦-૮-૦ | અશો જરથુશ્ત્ર | ૦-૩-૦ |
| ક્ષયનો ભેદ ( નાટક ) | ૦-૧-૬ | કૈલાસ માનસ સરોવર દર્શન | ૦-૧૦-૦ |
| ઇન્સાન મિટા દૂંગા ( જેલવાર્તા ) | ૦-૬-૦ | ચાર પ્રવાસો | ૦-૧૦-૦ |
| કોડિયાં ( કાવ્યસંગ્રહ ) | ૧-૪-૦ | આપણા દેશનો ઇતિહાસ-૧ | ૦-૬-૦ |

ઉપરાંત મહાભારતનાં પાત્રો : બાર પુસ્તકોના રૂ. ૪-૦-૦ [ કુલ રૂ. ૧૬-૩-૬ ]

## ધર્મશિક્ષણ

| | | | |
|---|---|---|---|
| ધર્માત્માઓનાં ચરિતો | ૦-૮-૦ | સેન્ટ જોનનું ભાગવત | ૦-૮-૦ |
| બાલ રામાયણ | ૦-૧૦-૦ | જાતક કથાઓ | ૦-૮-૦ |
| ભગવાન બુદ્ધ | ૦-૩-૦ | હિંદુધર્મની આખ્યાયિકાઓ-૧ | ૦-૮-૦ |
| અશો જરથુસ્ત્ર | ૦-૩-૦ | હિંદુધર્મની આખ્યાયિકાઓ-૨ | ૦-૮-૦ |
| હજરત મોહમ્મદ પયગમ્બર(સ) | ૦-૩-૦ | શાંત પળોમાં | ૦-૬-૦ |

[ કુલ રૂ. ૪-૨-૦ ]

## મહાભારતનાં પાત્રો

લેખક: નાનાભાઇ

બધાના રૂા. ૪-૦-૦: પોસ્ટેજ રજીસ્ટ્રેશન દેશમાં ૦-૧૫-૦; પરદેશ ૧-૫-૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ સૂતપુત્ર કર્ણ | ૦-૩-૦ | ૫ અર્જુન | ૦-૭-૦ | ૯ ભીષ્મ | ૦-૪-૦ |
| ૨ પાંચાલી | ૦-૪-૦ | ૬ યુધિષ્ઠિર | ૦-૪-૬ | ૧૦ ધૃતરાષ્ટ્ર | ૦-૨-૬ |
| ૩ દુર્યોધન | ૦-૩-૦ | ૭ કુંતી-ગાંધારી | ૦-૫-૦ | ૧૧ શ્રીકૃષ્ણ | ૦-૬-૦ |
| ૪ ભીમસેન | ૦-૪-૦ | ૮ દ્રોણ-અશ્વત્થામા | ૦-૫-૦ | ૧૨ મહાભારતકથા | ૧-૦-૦ |

[ મહાભારત કથા પાકી બધાઈના ૦-૪-૦ વધારે ]

## વિનયમંદિર આટેનાં પાઠ્યપુસ્તકો

| સંસ્કૃત | | ગુજરાતી | |
|---|---|---|---|
| સંસ્કૃત ગુજરાતી લઘુકોશ | ૧-૮-૦ | ગુજરાતી કવિતા પ્રથમ વર્ષ | ૦-૨-૦ |
| સંસ્કૃતપ્રથમ પુસ્તક (અર્થસાથે) | ૦-૬-૦ | ગુજરાતી કવિતા દ્વિતીય વર્ષ | ૦-૩-૦ |
| સુભાષિતરત્નમંજૂષા | ૦-૪-૦ | ગુજરાતી કવિતા તૃતીય વર્ષ | ૦-૩-૦ |
| સંસ્કૃત દ્વિતીય પુસ્તક | ૦-૩-૦ | ગુજરાતી કવિતા ચતુર્થ વર્ષ | ૦-૪-૦ |
| સંસ્કૃત તૃતીય પુસ્તક (વ્યાકરણ) | ૦-૫-૦ | આપણા દેશનો ઇતિહાસ-૧ (દસમી આવૃત્તિ) | ૦-૬-૦ |
| સંસ્કૃત સુભાષિતો | ૦-૧-૦ | | |

### હિન્દી

હિન્દી સુભાષિતો પ્રથમ વર્ષ ૦-૧-૬ : : : હિન્દી સુભાષિતો દ્વિતીય વર્ષ ૦-૧-૦

[ કુલ રૂા. ૩-૧૫-૬ ]

## ઇતર બાલવાચન

| | | | |
|---|---|---|---|
| ચાલણગાડી નાની | ૦-૧-૩ | ચાલણગાડી મોટી | ૦-૧-૬ |

## સંસ્કૃત શીખવવાનાં પુસ્તકો

| | |
|---|---|
| સંસ્કૃત ગુજરાતી લઘુકોશ | ૧-૮-૦ |
| સંસ્કૃત પ્રથમ પુસ્તક અર્થ સાથે | ૦-૬-૦ |
| સંસ્કૃત દ્વિતીય પુસ્તક | ૦-૩-૦ |
| સંસ્કૃત તૃતીયપુસ્તક(વ્યાકરણનું) | ૦-૫-૦ |
| પરિચય પદ્ધતિ ( નિરૂપણ ) | ૦-૨-૦ |
| સુભાષિતરત્નમંજૂષા | ૦-૪-૦ |
| સંસ્કૃત સુભાષિતો | ૦-૧-૦ |

[ બધાની કિંમત રૂ. ૨-૧૩-૦ ]

## માબાપો માટે

| | |
|---|---|
| દિવાસ્વપ્ન | ૦-૧૦-૦ |
| મોન્ટીસોરી પ્રવેશિકા(સચિત્ર) | ૦-૧૨-૦ |
| બાલશિક્ષણ | ૦-૧૦-૦ |
| ઘરમાં મોન્ટીસોરી | ૦-૧૦-૦ |
| કોઇએ નહોતું કીધું | ૦-૮-૦ |
| પ્રાસંગિક મનન | ૦-૮-૦ |
| ઘરમાં બાળકે શું કરવું ? | મફત |
| બાલક્રીડાંગણો | ૦-૧-૬ |
| વાર્તા કહેનારને | ૦-૧-૬ |
| બાળવાર્તાઓનો વિનોદ | ૦-૧-૬ |
| બાળકોની અપૂર્ણતાઓ ને ઉપાયો | ૦-૧-૬ |
| હાલતાં ચાલતાં | ૦-૧૦-૦ |
| વડીલો વાંચે | ૦-૧૦-૦ |
| શા માટે ? | ૦-૮-૦ |

## અક્ષરજ્ઞાન યોજનાનાં પુસ્તકો

### ગુજરાતી

કેમ શીખવવું
( શિક્ષકો માટેનું પુસ્તક ) મફત

| ( ભણનાર માટેનાં ) | કાર્યાલયમાં | બીજે |
|---|---|---|
| ચાલો વાંચીએ | ૦-૧-૦ | ૦-૧ ૩ |
| આગળ વાંચો પહેલી | ૦-૧-૦ | ૦-૧-૩ |
| આગળ વાંચો બીજી | ૦-૧-૦ | ૦-૧-૩ |
| આગળ વાંચો ત્રીજી | ૦-૧-૬ | ૦-૨-૦ |

### મરાઠી

कसें शिकवावें( શિક્ષકો માટે ) મફત

माझें पुस्तक ( ભણનાર માટે ) ૦-૧-૦

### ઉર્દૂ

ઉર્દૂ કેમ શીખવવું (શિક્ષકો માટે) મફત

આસાન અલીફ બે ૦-૧-૦
( ભણનાર માટેનું પુસ્તક )

### ઇતિહાસ

આપણા દેશનો ઇતિહાસ ૦-૬-૦
પ્રથમ પુસ્તક ( દસમી આવૃત્તિ )

### અર્થશાસ્ત્ર

આપણા આર્થિક પ્રશ્નો ૦-૫-૦
લેખકો : પ્રો. વાડિયા અને શાવ.

# શિક્ષણનાં બીજાં પુસ્તકો તથા સામયિકો

## શિક્ષણશાસ્ત્ર

૧ મોન્ટીસોરી પદ્ધતિ ૨-૦-૦

૨ વસંત બાલશિક્ષણ પ્રચારમાળા
પ્રથમ ગુચ્છ ૦-૧૧-૦
દ્વિતીય ગુચ્છ ૦-૧૧-૦

૩ મોન્ટીસોરી શિક્ષણ પ્રચારમાળા
પ્રથમ ગુચ્છ ૦-૧૦-૦

૪ દ્વિતીય મોન્ટીસોરી સમેલન
નિબંધસંગ્રહ ૦-૧૨-૦

છાત્રાલય સંહિતા ૦ ૮-૦

નવા આચારો ૦-૧-૦

સ્વતંત્ર બાલશિક્ષણ ૦-૧-૦

## શિક્ષણનાં સામયિકો

૫ "શ્રીદક્ષિણામૂર્તિ" ત્રૈમાસિક:
વાર્ષિકલવાજમ દેશમાં ૨-૦-૦
પરદેશ માટે ૨-૮-૦
અથવા ચાર શિલિંગ

૬ "શિક્ષણ પત્રિકા" માસિક:
વાર્ષિક લવાજમ દેશમાં ૧-૦-૦
પરદેશ માટે ૧-૮-૦
અથવા બે શિલિંગ

૭ "છાત્રાલય" માસિક:
વાર્ષિક લવાજમ દેશમાં ૧-૦-૦
પરદેશ માટે ૧-૮-૦
અથવા બે શિલિંગ.

# ૧૯૩૩માં પ્રગટ થયેલાં પુસ્તકો

બાલસાહિત્યગુચ્છનાં છેલ્લાં ૧૨ પુસ્તકો ઉપરાંત

મોન્ટીસોરી પ્રવેશિકા ૦-૧૨-૦

પ્રાથમિક શાળામાં શિક્ષણ-
પદ્ધતિઓ ૦-૮-૦

પ્રાથમિક શાળામાં ચિઠ્ઠીવાચન ૦-૫-૦

મૂંઝવતું બાળક ૧-૦-૦

બાપુજીની અને બીજી વાતો ૦-૧૦-૦

સૌ કેનાં પરાક્રમો ૦-૩-૦

સાગરસમ્રાટ (સાહસ વાર્તા) ૦-૧૦-૦

પીળાં પલાશ (બાળ નાટકો) ૦-૭-૦

રખડુ ટોળી ખંડ બીજો ૦-૮-૦

હિંદુ ધર્મની આખ્યાયિકાઓ
ખંડ બીજો ૦-૮-૦

મહાન વિગ્રહ પછી જર્મનીમાં
કેળવણીની પ્રણાલિ ૦-૧૨-૦

પ્રાથમિક શાળામાં શિક્ષક ૦-૧૦-૦

**ખાસ નવી આવૃત્તિઓ:—**

બાળવાર્તા ભાગ પહેલો ૦-૬-૦
(૩૩ ચિત્રો)

બાળવાર્તાઓ ભાગ બીજો, ત્રીજો,
ચોથો, પાંચમો દરેકના ૦-૫-૦

શ્રીસરસ્વતી છાપખાનું : દાણાપીઠ : ભાવનગર : ૧૯-૮-૩૪ : ૧૬૨૫